# રમાદેવી.

## રસીક નોવેલ.



પ્રસિદ્ધ કર્ત્તા.

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**

ઠે. સારંગપુર તળીઆની પોળ—**અમદાવાદ.**



**દોહરો.**

સબળ પ્રેમ સંસારમાં, વર્ણવ્યો તેહ ન જાય;
અનેક દુઃખ આવે ભલે, છતાં નહિ વીસરાય.

આવૃત્તી ૧ લી        પ્રત ૧૦૦૦

સન ૧૯૧૦



અમદાવાદ—પીરમસાના રોજાપાસે શ્રી 'સત્યસાગર'
પ્રિન્ટીંગપ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

મુલ્ય રૂ. ૦-૮-૦

સતી.

# રમાદેવી.

રસીક નોવેલ.



પ્રસિદ્ધ કર્ત્તા.

દલાલ છોટાલાલ વાડીલાલ.

ઠે. સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.



દોહરો.

સતીઓ સત ચુકે ન હ ભલે આવે શીર દુઃખ
અડગ ટેકને રહેવરી, અંતે પામે સુખ.

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦

સન ૧૯૧૦



અમદાવાદ–પીરમસાના રોજાપાસે શ્રી 'સત્યસાગર'
પ્રિન્ટીંગપ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

મુલ્ય. ૦–૮–૦



દલાલ જેઠાલાલ વાડીલાલ.

# પ્રસ્તાવના.



આ જમાનામાં નોવેલો અને તે પણ નીતી અને બોધ આપવાવાળાં વાંચવાનો શોખ દીનપ્રતિદીન વધતો જાય છે. અને તેવાં નીતી બોધનાં નોવેલોનીજ વાંચક વર્ગમાં પ્રશંસા થાય છે. આ રમાદેવી નોવેલમાં સત્ય પ્રેમનો ચિતાર આબેહુબ આપેલો હોઇ નશીબ યોગે દુઃખથી છુટાં પડેલાં પાત્રો કેવી કેવી રીતે એકત્ર મળે છે, તેમજ રમાએ એક આફીન શખ્યું તે કેવી રીતે ફળે છે, તેનો ચિતાર આબેહુબ આપેલો છે. આ નોવેલ વાંચવાથી દશાથી માણસોને કેવું સુખ દુઃખ મળે છે. અને તે વાંચી સંતોષ સુખ શું છે? તે અનુભવાય છે. અને સંતોશી થવાય છે. માટે એકવાર વાંચવાથી ખાત્રી થશે. આ પુસ્તકમાં આંખ દોશથી પુફ સુધારવામાં રહેલી ભુલચુક સુધારી વાંચવા વાંચકોને ખાસ વીનંતી છે.

લી. હું છુ આપનો આભારી.

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**



# કર્તાના નીતીના બે બોલ

જે જે ઠામે જોઈ જુઓ ॥
ઠામ ઠામ ભગવાન
લાવી ઉર ઉત્તશને
લહો લહો કાંઈ ભાન
વાગે પુરણ ખાસડાં
ઢીકાંનો શીર માર
લાવો સાન કાંઈ ઉર વિશે
લહો તજો પરનાર
દાગદર દુઃખનો ઠામ છે
દાખ વાતે નહી સુખ
લહો શીખ કાંઈ ઉર વિષે
અમૃત નહી વિષ મુખ
મનહર સુખ પરણી થકી
દાખવે અપરંપાર
વાત શાસ્ત્રમાં છે લખી
દમ નહી તલ ભાર

શ્રી કૃષ્ણ







# રમાદેવી.



## પ્રકરણ ૧ લું.

### બે સખીઓ.



વિંધ્યાદ્રિના કટિદેશમાં શ્રી શ્વેતપુર નામનું એક ન્હાનકડું પરંતુ રમણીય નગર છે. તેની પ્રાકૃતિક શોભા વિલોકતાં. કોઇ પણ પ્રવાસીનું ચિત્ત આકર્ષાય એવું આ નગર છે. ઉંચા ઉંચા હિમધવલિત પર્વતોનાં શિખરો નભમંડળની સાથે જાણે વાતો ન કરતાં હોય તેમ જણાય છે. શ્રેણીબદ્ધ વૃક્ષવૃન્દની શોભા પણ મનહર છે; અને તેના ઉપર રંગી વિરંગી નાનાં વિહંગમ સુમધુર કલરવથી આનંદમગ્ન થઇ રહ્યાં છે.

અત્યારે સન્ધ્યાસમયથી અસ્તાદ્રિતરફનું આકાશ સૌવર્ણીય બન્યું છે. કુસુમપરિવેષ્ટિત ભુમી પણ તેનું અનુકરણ કરે છે. મન્દ મન્દ શીતલ સમીર વહી રહ્યા છે. અને તેના સ્પર્શે કરીને હાલતા વૃક્ષ-લતા પત્રો જાણે કુસુમાકરને નિમંત્રતા હોય તેમ જણાય છે. આનંદમગ્ન થઇ રહેલાં કોકિલાદી વિહંગમો ઋતુરાજની વધાઇનું જાણે ગાન કરેછે.

એક ઉચ્ચ પ્રાસાદ ૧ ની આકાશિકામાં ૨ બેઠી બેઠી વાર્તાલાપ કરતી બે નવલ યૌવનાઓનું ચિત્ર દ્રશ્ય થાય છે. આમાંથી એકનું નામ આ નવલની નાયિકા રમાદેવી છે અને અન્ય તેની સખી શ્રીદેવી છે.

રમાદેવી આ ચેતપુરના એક દેશાઇ રાયસિંહની કન્યા છે. તેને બાલક મુકીને જ તેનાં માતાપિતા સ્વર્ગ સીધાવ્યાં હોવાથી તેનું લાલન પાલન તેની વૃદ્ધ વડવાઇથી થયું છે. અત્યારે તેનું વય પંદરેક વર્ષનું, તેને જોતાં જણાય છે. તેનું રૂપલાવણ્ય સુંદરતાનું હાસ્ય કરે છે, તેનું હસતું આનન, લજ્જા ભર્યું, પુર્ણ ચંદ્રબિંબને પણ લજ્જીત કરતું, અનુપમ શોભા આપે છે, સરલ સ્વભાવ અને ચાતુર્યનું તો તેમાં પુછવુંજ શું ? તેની દિવ્યક્રાન્તિ ચંન્દ્રકલાસમ દેદિપ્યમાન છે, તેના શરીરસૌરભથી મત્ત બનેલા મધુકરો, તેની પ્રતિમારસનું પાન કરતાં ગુંજારવ કરતાં ભ્રમણ કરી રહ્યા છે. ટુંકમાં તેના અલૌકીક સૌન્દર્યનો ચિતાર આપવા લેખિન સમર્થ નથી કે તેનું વર્ણન કરવા જીવ્હાને યોગ્ય શબ્દોની ન્યુનતા છે, એવી આ રમાદેવી એક દેવાંગના રૂપજ છે એમ જણાવતાં અટકવું પડે છે.

શ્રી દેવી પણ આજ નગરના એક શ્રીમાન નાગરીક બાણસિંહની કન્યા છે. તે પણ એક પરમ રમણી છે. બાલ્યાવસ્થામાંથી જ સહચરી બનેલી અને પરસ્પર અત્યંત પ્રીતી ધારણ કરતી આ બન્ને સમવયી યૌવનાઓની, ઉપર કથવા પ્રમાણે બાલ્યાવસ્થા તો ક્યારની વ્યતીત થઇ છે. અને હવે તો તરૂણ્યનાં અંકુરો સ્ફુરવા—ઝગઝગવા લાગ્યાં છે, છતાં ગંભિર્ય પણ સાથેજ વિરાજીત છે. રમાદેવીએ સ્મિતપૂર્વક કહ્યું:—

" સખિ ! તું કેવી ભાગ્યશાળી ! જેને કેવું રૂપાળુ જુગતે જુગતું જોડું મળ્યું છે. ! ? ! "

" તું કેમ હવે ગભરાય છે. તારેય ક્યાં વાર છે તે, ઇશ્વર કરશે તો આ મહિનામાંજ તું પણ ભાગ્યશાળી થવાની છે ને ! ? ! " ગંભીરભાવથી શ્રીદેવીએ કહ્યું.

રમાએ લજ્જાથી મ્હોં નીચું ઘાલ્યું.

" કેમ શરમાય છે બ્હેન ? આતો. પારકે ભાણે મોટા લાડવા કે?

પોતાની વાત આવી એટલે દેવી શરમાઇ ગઇ. "

રમાદેવી મૌનજ રહી.

" હશે, વારૂ શરમાય છે તે તો જાણે ઠીક, પણ એક વાત તને પુછું તેનો સત્ય ઉત્તર દઇશ ? "

શું હું તારાથી છાનું રાખીશ ? "

" તો બોલ ત્યારે, કૃષ્ણપુરના રાજકુમાર વીરસિંહ તને પસંદ છે કે નહિ ? "

" હું તો તેમને ઓળખતી પણ નથી. "

" ઠીક, સાચી વાતતો નહિજ કહેવાનીને ? "

" પણ શું કહું, જાણતી હોઉં તો ને !?! "

" વારૂ, તો વીરસિંહનું ચિત્ર જોયું છે ? "

" હા. રણવીરસિંહને તો જોયા છે. રમાએ હાસ્યપૂર્વક કહ્યું.

" વાંચક ! રણવીરસિંહ તે રમાની સખી-આ અત્યારે તેની સાથે પ્રશ્ન-વાર્તા કરતી શ્રીદેવીનાજ પતિ.

" કેમ તે ગમે છે ? " શ્રીદેવી પોતાના સ્વામી રણવીરસિંહનુ નામ શ્રવણ કરતાં લજ્જાઇ, પરંતુ ધીમેથી બોલી.

" ત્યારે તો મારા હર્ષ-સુખની પરિસીમાજ નહિને !?! " રમાએ હસવું ચાલુ રાખ્યું.

શ્રીદેવી શરમાઇ ગઇ.

---

## પ્રકરણ ૨ જું

### રમાદેવી અને ચપલા.



સાયંકાલનો સુરમણીય સમય, મંદમંદ શીતલ સમિરની વ્હાતી લ્હેર, વૃક્ષ-લતાપત્રોનો જાગૃત કરતો ખડખડાટ, કલરવ કરતાં પક્ષી ગણોનું મધુર ગાન. આ સર્વ કોણ જાણે કેમ, પણ અત્યારે ચપલાના હ્રદય ઉપર તો કંઇ જ અસર ન કરી શક્યાં. તે તો કેવલ ઉદાસ ભાવથી

એક વાતાયને બેઠેલી જોવાય છે. શું તે ચિત્રઅંગાતરંગ છટા વિલેકાતી બેઠી હશે ? ના, ના, બારીકાઈથી જોતાં તેતો જાણે શેકસાગરમાં નિમગ્ન ન હોય તેમ જણાય છે. મૈક્તિકસમ અશ્રુબિન્દુઓ પણ વચ્ચે ટપકે છે, અને દીર્ઘ નિસ્વાસો પણ નાંખતી જાણે રૂદન કરે છે.

રમાદેવી ત્યાં આવે છે. પણ તેના આગમનનું ભાન ચપલાને ભાગ્યેજ છે. સુમન પણ ચપલાની આવી દીનાવસ્થા નીહાળતાં વિસ્મિત થઇ તેને પ્રતિબંધક થઇ પડવું યોગ્ય ન ધારતાં, એક બીજી બાજુના ખુણાંમાં શાંત બેસે છે, અને તરંગે ચઢે છે.

ચપલા કોણ ? તે જાણવાની સહજ જીજ્ઞાશા થવા સંભવ છે. તે રમાદેવીની ધર્મભગિની અને વિપત્તિસંગિની છે. રમાના પિતાને જ્યારે કાંઇ પણ સંતાન ન હતું ત્યારે એક સૈનિકપાસેથી ચપલાને લીધી હતી અને પોતાની પ્રાણસમાન પુત્રિસમ જ તેને ગણી હતી. તે વખતે તેની ઉમર નવેક વર્ષની હતી. તેના આવવા પછી દોઢેક વર્ષે રમાદેવીનો જન્મ થયો. પણ આથી કંઇ ચપલાને હાની જેવું નહોતું. બન્ને બાળકીઓને સરખા સ્નેહથી પોષવામાં આવતાં, ચપલા પણ રમાને અત્યંત પ્રેમથી રમાડતી. ચપલા ચૌદ વર્ષની થઇ અને તેનું લગ્ન સશાસ્ત્રવિધિથી થયું. તેના પતિનું નામ સ્યામસુંદર છે તે પચીસેક વર્ષના છે. તે સર્વ સદ્દગુણસંપન્ન અને વિદ્યાકલામાં નિપુર્ણ છે. રૂપ, ગુણ અને લાવણ્યથી યુક્ત સ્યામસુંદર આજે બારેક વર્ષથી દેશાટનાર્થે સિધાવ્યા છે પણ નથી તેમનો પત્ર કે અન્ય કંઇ ખબર ! આથી ચપલા બિચારી સર્વ વૈભવ—સુખમાં ઉછરતી હોવા છતાં અંતરથી દુખી છે અને વારંવાર એકાંતમાં સ્વામીસ્મરણ કરતી કલાકના કલાક કોઇ કોઇ વાર રૂદન કરે છે.

આજે પણ આ સુંદરી સશોક આજ કારણસર જણાય છે. અને તેથીજ રમાના આગમનનું પણ તેને ભાન નથી.

રમાદેવીથી પોતાની ભગિનીને આ પ્રમાણે નિશ્વાસ નાંખતાં વધારે વખત ન જોવાઇ શક્યું. તે થોડીવારે ચપલાની પાસે ગઇ અને તેને વિચાર સમધિમાંથી જાગ્રત કરી. “ અરે બ્હેન બ્હેન ! બોલતો ખરી, કેમ રૂવે છે ? શાને દિલગીર છે. ? શું તને કોઇએ કાંઇ કહ્યું છે, કે તને કોઇએ દુભવી છે ? મારાથી તો કાંઇ તારો દોષ નથી થયો ને ? જાણે અજાણે કાંઇ મારાથી થયું હોય તો ક્ષમા કરજે બ્હેન !

તું કદાપિ પણ મારા ઉપર તો ગુસ્સે થઇ જ નથી. ને આજે આમ કેમ-" બોલતી તેના દુખનું કારણ પૂછતાં ગળગળિત થઇ તેને કોટે બાઝીપડી.

રમાના સ્વરશ્રવણે જાગૃત થયેલી ચપળા તુરતજ સાવધાન થઇ ગઇ, અને તેને હૃદયસરસી દાબી. રમાની સ્નેહમયી વાણી, અને સુકોમલ વદન નીહાળતાંજ ચપલા પોતાનું સર્વ દુખ ક્ષણભર વીસરી ગઇ. નેત્રમાંથી હવે પ્રમાશ્રુની ધારા વહેવા લાગી. તેને ખાળતાં ધૈર્ય ધારણ કરી ચપલાએ કહ્યું.

" વ્હાલી રમા ! તું શાને આમ દીન બને છે ? નથી મને કોઇએ કાંઇ કહ્યું, કે નથી મને કોઇએ દુભવી: તેમ તેં પણ મારો અપરાધ નથી કર્યો. શું હું તારા ઉપર ક્રોધ કરૂં ! અરેરે આ મંદભાગિનીને તારા શિવાય આ જગતમાં શાંતિનું સ્થાન કોણ છે ? "

આટલુ બોલતાં ચપલા ગળગળિત થઇ ગઇ. નેત્રમાંથી પુન અશ્રુધારા વહન કરવા લાગી.

" બ્હેન, પણ ત્યારે તું રડે છે કેમ ? મને કારણ તો કહે "

રમાથી પણ રોવાઇ જવાયું.

" બાપુ-કાંઇ નહિ " ચપલાએ ઉદાસ ભાવથી કહ્યું, " જ્યારે જ્યારે મારી પૂર્વદશાનું હું સ્મરણ કરૂછું, ત્યારે બ્હેન ! મારી દશા આવીજ થઇ જાય છે અરેરે ? પરમાત્માએ શું મને દુખ ભોગવવાજ સરજી હશે. હરિ ઇચ્છા છાતીએ પત્થર મુકી દુઃખ સહન કરતે છતે તેનો પાર તો ન જ આવ્યો. હે પ્રભો ! ક્યાં સુધી દુખ ભોગવવાનું ભાગ્યમાં હશે ? ! "

વધારે નજ બોલી શકાયું રોમ રોમ ઉંચાં ગઇ ગયાં. મેઘસમાન અશ્રુધારાઓ પુનઃ પુનઃ વધારે ને વધારે વહેવા લાગી.

" ચપલા, બ્હેની ચપલા ! એ કઈ કથા-કઇ દશા ? મને કહે અડચણ ન હોય તો જલદી કહે, મારો જીવ ગભરાય છે, " તેનાં આંસુ લ્હોતાં રમાએ પડી ગયેલે મુખે પૂછ્યું.

" બ્હેન, મારી કથા એવી દુ:ખદ છે કે તને પણ કલેષ થશે.

રમાદેવીએ ન માન્યું અને વિશેષ વિશેષ આગ્રહ કરી પૂછવા લાગી. આખરે મંદ સ્વરે શાંતી પકડી ચપલાએ કહેવા માંડયું.

" હે બ્હેન, મારા સરખી હતભાગિની આ પૃથ્વી ઉપર કોઇ ભાગ્યેજ હશે. હે સખિ ! સર્વ સામર્થ્યથી યુક્ત, વૈભવમાં પૂર્ણ, અને યશને સર્વ દિગન્તરોમાં પ્રસરાવ્યો હતો એવા મારા પિતા પૂર્વે એક નરેશ હતા. તેમના પરાક્રમથી દ્વેષી બનેલા, અનેક શત્રુઓએ તેમને સતાવવા વિચાર્યું અને કેટલાક દુષ્ટ મંડલીકોએ એકત્ર બની તેમના ઉપર આક્રમણ કર્યું, છતાં મારા પિતા તે સર્વના એકત્ર બલને પણ પહોંચવા પૂર્ણ હતા. જેવું તેમનું નામ વીરસિંહ હતું તેવું જ તેમનું પરાક્રમ હતું. તેમણે અનેક શત્રુ દલોનો પરાજય કરી તેમને હંફાવ્યાં, પરંતુ જ્યાં વિધિ જ વિરૂદ્ધ ત્યાં માનવબલ શા હિસાબમાં ! સ્વાર્થ સાધવાની દુરાશામાં નિષ્ફળ નિવડવાથી અસંતુષ્ટ થયલો મારા પિતાનો એક મંત્રી શત્રુઓને મળ્યો. રાત્રિ સમયે ગઢનાં દ્વાર ખુલ્લાં કરી દીધાં અને અરિદલોને દુર્ગમાં પ્રવેશ કરાવ્યો. સમયનો યોગ્ય વિચાર કરી મારા પિતાએ આ વખતે સાહસ કરવું વાસ્તવ ન ધાર્યું. અને મારા ભાઇ અને માતુશ્રીને સાથે લઇ તેમણે વનપ્રયાણ કર્યું. હું પણ તેમની સાથેજ હતી. મારા બાળક બન્ધુની ઉમ્મર આ વખતે માત્ર ત્રણ વર્ષની હતી. મહા કષ્ટને વેઠતાં અને ઉપાધિને સેવતાં અમે ચાર રાત્રિપર્યન્ત અઘોરવનને સેવ્યું. તોપણ ત્યાં પણ એ દુષ્ટ મંત્રી શત્રુદલ સમેત ઉપસ્થિત થયો. મારી માતા કંપવા લાગી અને હું તો ભયની મારી માતાની સોડયમાંજ પેશી ગઇ. શત્રુદલને દેખી મારા પિતાના ચક્ષુ ક્રોધથી લાલચોળ બની ગયાં. હસ્તમાં ખડગ ધારણ કરી જેમ મૃગવૃન્દઉપર એક સિંહ તુટી પડે તેમ તે આ અરિદળ ઉપર તુટી પડયા. યુદ્ધ ઘણી વાર ચાલ્યું. ઝગઝગીતા ખડગે એક પછી એક મારા પિતાએ શત્રુનાં શીશો ઉડાડવા માંડયાં. પણ શત્રુઓની સંખ્યા ઘણી મ્હોટી હોવાથી અનેક શત્રુઓને મારતાં આખરે મૂર્ચ્છા ખાઇ પડયા. શોણિતસરિતા તેમના શરીરમાંથી વહેવા લાગી. મારી માતા પણ મારા પિતાની આ દશા જોતાં મૂર્છીત થઇ અને અમે ભાઇ બ્હેન ત્યાં રડવા લાગ્યાં.

" થોડી વારે મારી માતામાં કંઇક ચૈતન્ય આવ્યું. પરંતુ એટલામાં તો તે દુષ્ટોએ પોતાની દુષ્ટતા અજમાવી. મારી માતાના કેશ પકડી ધસડી જવા લાગ્યા. મારી માતા, હું મારો ભાઇ સર્વ આક્રંદ

કરતાં હતાં પણ દૈત્યને દયા શાની ?"

આટલું કહેતાં કહેતાં ચપલાનું હૃદય વિદીર્ણ થઇ ગયું. તે ગળગળી થઇ. અશ્રુ આવવા લાગ્યાં, કંઠ રૂંધાવા લાગ્યો. તે આગળ બોલી ન શકી. કોમલહૃદયા રમાએ પણ આ કથા સાંભળી ઘણું રૂદન કર્યું. અને આખરે ગદ્‌ગદ્‌ સ્વરથી બોલી—

" બ્હેન ! ક્ષમા કરજે. મેં દુઃખનું પુનઃસ્મરણ કરાવ્યું. ત્હને ઘણુંજ કષ્ટ આપ્યું. હવે રહેવા દે તે કથા. મારે નથી સાંભળવી. હું સર્વ સમજી ગઇ" બોલતાં બોલતાં રમા ચોધાર આંસુ પાડતી રડવાલાગી.

ચપલાની પૂર્વ કથા એવી દુઃખદ, મનોવેધક છે કે ગમે તેવા પાષાણ હૃદયોને પણ પીગળાવેજ - એકાદ અશ્રુબિંદુ પડાવે જ.

તો પણ ચપલા કંઇક કાળ પછી પુનઃ ધૈર્યને ધારતી, સાવધાન થઇ પૂર્વ કથા કહેવા લાગી -

" મારી માતાથી દુઃખ સહન ન થયું. દુષ્ટોના હાથથી મુક્ત થઇ તે તો સુરલોક સીધાવી. હા. એ ક્ષણ મારા સ્મરણમાંથી જતી નથી તેની મૂર્તી અદ્યાપી મારા નેત્ર આગળ તેવીને તેવીજ ખડી થાય છે. હા ! કેટલું તેનું મારા ઉપર હેત ! અરેરે ! કેટલું કષ્ટ સહન કરતાં તેનો પ્રાણ ગયો."

ચપલા પુનઃ ગદ્‌ગદિત થઇ અને થોડોવાર સ્તંભી. આખરે શેષ કથા તેણે આરંભી—

" બ્હેન ! તારા પિતાની હું અત્યંત આભારી છું. તેમણે મને એ દુષ્ટો પાસેથી મુક્ત કરાવી. એક ધર્મપુત્રી તરીકે મને ઉછેરી મારા ભાઇનું તે દુષ્ટોએ શું કર્યું તેની મને ખબર નથી. તે હાલ જીવતો હશે કે નહી તે પણ હું નથી જાણતી; તારા પિતાએ મને આશ્રય ન આપ્યો હોત તો હું પણ હતી ન હતી થઇ હોત. તેમના ઋણમાંથી હું જન્મપર્યન્ત મુક્ત થવાની નથી. તેમણે મારું લગ્ન પણ યોગ્ય કાલે ઘણી ધામધુમથી સશાસ્ત્ર કર્યું છે. પણ બ્હેન ! પરમેશ્વરની ઇચ્છા મને એક ક્ષણ પણ સુખી રાખવાની જણાતી નથી. મારા પતિ મારા ઉપર અતંત પ્રેમ રાખતા હતા. પરંતુ તેમને વિદેશયાત્રા કરવા ગયે આજ બાર વર્ષ થયાં છતાં નથી પત્ર કે કાંઇ કુશળ સમાચાર. હે બ્હેન ! હવે તેં મારી સ્થિતિ સાંભળી છે. છે કોઇ મારા સમાન

દુઃખી ? કેવળ દુઃખનાં વૃક્ષ ઉગવાં હવે બાકી છે. આથી જ જ્યારે જ્યારે હું એકાન્તને સેવું છું ત્યારે મારી પૂર્વ કથાનું મને સ્મરણ થાય છે, અને મારી આવી સ્થિતિ થાય છે. આ દુઃખનું ઔષધ પણ શું?

રમાદેવીનાં નેત્રકમળમાંથી અશ્રુનો વરસાદ વરસવા લાગ્યો. બન્ને બ્હેનો શોકમગ્ન થઇ ગઇ.

## પ્રકરણ ૩ જું.

### પ્રેમમૂર્તિ.

આજ અક્ષત્રતૃતિયાનો શુભદિવસ છે. નગર બહાર આવેલા શ્રી પુંડરિકેશ્વરતરફ સાંયંકાલે શ્રી મહાપૂજાનો સમય થયો હોવાથી, ધનવાન તેમજ ગરીબ સર્વ સ્ત્રી પુરૂષોનાં વૃન્દો દર્શનાર્થે જતાં જણાય છે. દેવાલયમાં બીડ પણ અત્યારે પુષ્કળ છે. કશાનું ટોળું નીકળે છે તો બીસનું પ્રવેશ કરતું તત્પરજ છે. બ્હાર નીકળનાર પણ નગરમાં પાછા ન જતાં ત્યાંજ આડા અવળાં બેસી કાલક્ષેપ કરે છે. આખરે મહાપૂજા નો સમય થયો. આરતી થઇ ગઇ, પૂજન સમાપ્ત થયું. નગરજનો કેટલાક નગરતરફ પાછા ફર્યા, તો અન્ય સમિપસ્થ ઉપવનમાં વિહાર કરતા બેઠા. કેટલાક કુંટુંબોએ તો ઉત્સવરૂપ માનેલા આ દિવસે જમવાનું પણ અહીંજ રાખેલું, તે હવે ભોજન લેવાની તૈયારી કરવા લાગ્યાં.

આજે ઉપવનમાં એક બાજુએ જ્યાં અવર જવર સહેજ ઓછો પ્રતિત થતો હતો ત્યાં સ્વર્ગની અપ્સરાઓનું ભાન કરાવતી બે રમણીઓ કોઇ વાર્તાનિમગ્ન જણાય છે. એક રમણી આશરે પંદરેક વર્ષની મુગ્ધા છે ત્યારે અન્ય આશરે પચીસેક વર્ષની યૌવના લાગે છે. કોઇને એમ સહજ ભાસે કે આ ઉભય રૂપરાશી રમણીઓ વનની શોભાનું વર્ણન વિલોકતી અત્રે એકાન્તમાં બેઠી હશે. પણ ના તેમ નથી એતો એક પ્રેમમૂર્તિ મળવાના વિચારમાં મગ્ન છે. આ બે સુંદરીઓ કોણ ? અન્ય કોઇ નહિ પણ પૂર્વ પરિચિતા રમાદેવી અને ચપલાજ છે.

પર દ્રષ્ટિ પડતાંજ ચિત્ત ચલાયમાન થઇ ગયું + + + + કેટલીક વિચાર કરી તે તરૂણી સનમુખ આવી યુવકે વિનયપૂર્વક પૂછ્યું—

" આપ કોણ છો ?

આ મધુર વાકય શ્રવણ થતાંજ રમાદેવી ચોંકી ઉઠી. તેનું મુખ પ્રફુલ્લિત થઇ ગયું. પરન્તું લજ્જાથી શિર નીચું રાખી મૌનજ રહી ચપલાએ સખીના ભાવ ઉપરથી જાણી લીધું કે આજ યુવકપર તે મોહીત છે. તેણે ધીરથી ઉત્તર આપ્યો—

" અમે અહીંઆનાં રહેવાશી છીએ. " પરંતુ આપ ?

" હું ચન્દ્રાપુરીનો રહેવાશી છઉં. "

ચપલા–" આપના સુભાગમનનો હેતુ શો છે ? "

યુવક–" હું રણવીરસિંહની સાથે આવ્યો છઉં. "

ચપલા–" આપનું નામ. "

યુવક " મને આપ પ્રેમી સંજ્ઞાથી ઓળખજો. "

ચપલા પ્રેમીનું ચાતુર્ય દેખી વિસ્મીત થઇ વિચાર કરવા લાગી થોડોક શમય સુધી સર્વ ચૂપ રહ્યાં. પછી પ્રેમીએ હાસ્યયુકત વદનથી કહ્યું. " મારી ધ્રષ્ટતાને માટે આપ ક્ષમા કરશો. અને આપ કોણ છે તે કહેવા હરકત ન હોય તો વિદિત કરશો. "

ચપલા –" હમે બન્ને શ્રીનગરના જમીનદારની કન્યા છીએ.

પ્રેમી ( હસીને )–" આપ હજુ પણ કન્યાજ છો ? "

ચપલા પ્રેમીનો ભાવ સમજી ગઇ. અને પ્રેમીની બુદ્ધિ જોઇ આશ્ચર્ય પામી. તે પુનઃહસીને બોલી–" હા ! આ બાલિકા હજુ કન્યાજ છે"

પ્રેમીએ પ્રસન્ન ચિત્તથી પૂછ્યું–" એમનાં માતપિતા એમનાં લગ્ન કેમ નથી કરતાં ? વિવાહ યોગ્ય તો થઇ ગયાં છે. "

ચપલાએ મનમાં વિચાર્યું કે–" અવસર તો ઠીક છે. તેના મનનો ભાવ તો જાણી લઉં. " ગંભીર સ્વરથી બોલી–" વિવાહ તો નિર્ણિત થઇ ગયો છે, પણ લગ્ન હવે થશે. "

પ્રેમીની સર્વ આશા ભંગ થઇ. મુખકમળ કરમાઇ ગયું. તેણે ઉદાસ ભાવથી પૂછ્યું. " વર અહીંનો જ છે " ચપલા તેનો ભાવ

વિચાર ફેરવવાનું કાર્ય પણ જેવું તેવું નહોતું. ચપલાએ ફરી ધીમેથી રમાને સમજાવવા માંડી.

" જો બ્હેન ! તારા મામા શિવભદ્ર આ વાર્તાનો સ્વીકાર નહિજ કરે. બલાત્કારે તે તારો વિવાહ વીરસિંહ સાથે કરશેજ. તે આપણા કહેવાથી પોતે કરેલા નિશ્ચયને ફેરવે તેવા નથી તેમ આપણે પણ તેમનાં આશ્રિતો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરી શકીએ ! માટે બ્હેન તું ડાહી છે. તને વધારે શું કહેવું. તું આ વાત વિસરીજા. નહિ તો અત્યંત સંકટ સેવવું પડશે. આપણે સ્ત્રીજાતી અને ગાય સતત પરાધિન જ છીએ. સ્વતંત્ર રહેવાને માટે આપણે સરજાયલાં નથી. આ સ્વતંત્ર થવાની થયેલી તારી ઇચ્છા દાબી દે. "

" પ્રિય ભગિની ! " રમાએ કંઇક ધૈર્ય ધરી કહ્યું. તારૂં કહેવું કેટલેક અંશે ખરૂં છે. પરંતુ મારૂં મન મારે આધિન નથી. હું તે પ્રેમમૂર્તિને નથીજ વિસારી શકિત. મેં તો તે મૂર્તિનેજ સર્વસ્વ અર્પણ કરી દીધું છે. અને હવે તે ગમે તે હોય, દીન હો વા શ્રીમાન હો કે સામાન્ય સ્થિતિના હો, અને તે મારો સ્વિકાર પણ કરે કે ન કરે તથાપી હું તો તેની થઇજ ચુકી છું. હવે હું અન્યની થવાની નહીજ

રમા ! હજુ તું બાળક છે. તને પૂર્વાપરનો સાર અસારનો વિચાર પણ નથી. શું તેનું પણ તને ભાન નથી કે તારો વિવાહ અન્ય સ્થળે થઇ પણ ગયો છે. હવે આ કુતુહલ શા કામનું ? વળી તેનો વિવાહ પણ અન્ય સ્થળે થયો છે કે નહિ તેની તને માહીતી છે ? તો પછી આવો અપરિચિત પ્રેમ શા કામનો ? "

રમાદેવીના કોમળ હ્રદયમાં આ શબ્દો બાણ સમાન લાગ્યાં. તેનો મુખભાવ બદલાયો- પ્રસ્વેદબિન્દુઓથી મુખ ભીંજાયું, અને શોક સાગરમાં ગોથાં ખાતી સરલ હ્રદયા રમા શાંતજ બની સ્તબ્ધ રહી.

એવામાં સ્હામેથી એક યુવક—આકૃતિ તેમની તરફ આવતી જણાવા લાગી. તે રંગે બહુ ગૌર નહિ તેમ શ્યામ પણ નહિ, છતાં તેનું સુંદર વદન, ભવ્ય કપાલ. દિવ્ય નેત્ર, વિશાલ ભુજ, વિસ્તીર્ણ હ્રદય સર્વ મનહર હતાં. તેનું વય આશરે ૨૦–૨૧ વર્ષનું હતું.

સુંદરીઓને જોતંજ તે યુવક સ્થંભ્યો. કોમલાંગી મનહર મૂર્તિ

" પ્રિય ભગિની ! આ પ્રેમમૂર્તિનું દર્શન શ્રદ્દેવીના લગ્ન પ્રસંગે પ્રથમજ જ્યારે મને થયું ત્યારથીજ તેનું સ્થાન મારા હ્રદયમાં થયું છે. આહાહા ! કેવી સુંદર છબી ! " દીર્ઘ નિશ્વાસ નાંખતી રમાદેવી ચપલાને આટલું કહેતાં કહેતાં પ્રેમમગ્ન થઇ, મુખારવિંન્દ પ્રફુલ્લ બન્યું.

" બ્હેન ! એવા ગાંડા વિચાર છોડ, આથી વિપતિ આવવાનો સંભવ છે. નથી જાણતી કે શિવભદ્રે તો તારો વિવાહ કૃષ્ણપુરના વીરસિંહ સાથે નક્કી પણ કર્યો છે, અને તેમને અત્ર બોલાવ્યા પણ છે.

" પણ હું તો તે પ્રેમમૂર્તિનીજ થઇ ચુકી છું. તેના—"

" હવે કૃપા કરી આવા ઉદ્દગારો કાઢતી નહિ. બળાત્કારથી તારાં લગ્ન થશે તો. ? "

" તો. શું ! આ જીવનો કદાપિ—" આગળ બોલતાં રમા શરમાઇ, તે વધારે ન બોલી શકી. પરંતુ ચક્ષુદ્વારા જલપ્રવાહ વહેવા લાગ્યો.

" આતો ઠીક ન થયું, આ કોમલાંગીના કોમલ હ્રદયમાંથી પ્રેમાંકુરો કાઢવાં દુસ્તર છે, તો પણ લાવ એકવાર ચેષ્ટા કરી જોઉં " ધારી પુન ચપલાએ ગંભીર સ્વરે કહ્યું—

" બ્હેન રમા ! અપરિચિતપ્રતિ આટલો બધો પ્રેમ રાખવો શુ તને ઉચિત લાગે છે ? કદાપિ તેજ તારો સ્વીકાર નહિ કરે તો શું કરીશ?

" શું કરીશ ? કંઇક કરીશજ. "

પણ તેનું કાંઇ પ્રમાણ હશે કે નહિ ? "

" પ્રમાણ ! પ્રમાણ હ્રદય ! ! "

" જો બ્હેન, આ રીતી સારી નથી. નથી જાણતાં તેનું આપણે નામ, ઠામ કે નિશાન. નથી ખબર આપણને તેના કુલગૌરવની તો પછી તેની સાથે પ્રેમ શા કામનો ? પાછળથી પસ્તાવું પડે. "

" બ્હેન, ચંન્દ્ર તે હથેલીમાં સંતાડ્યો રહેતો હશે ? ! "

" પણ ત્યારે તેથી શું તે કલંકરહિત છે ? ! "

રમા ઉત્તર ન આપતાં રડવા જેવી થઇ ગઇ. ચપલા પણ શોકમયી બની. આ તરફ રમાનાં પ્રેમાંકુરો ખસેડવાં તે પણ કઠિન હતું, ત્યારે બીજી તરફ શિવભદ્ર પણ એક દૃઢ નિશ્ચયવાળા હતા, તેથી તેમનો

સમજી જતાં વિચાર કરીને બોલી-નહિ કોઇ વિદેશી છે. "

પ્રેમી કંઇ વિચાર કરીને-" લગ્ન ક્યારે થશે ? "

ચપલાએ તેને નિરાશ કરવો કેવળ અનુચિત ધારી મૃદુસ્વરથી " લગ્ન પણ થઇ ગયાં હોત; પરન્તુ... ... ... ...

પ્રેમીની આશા પુઃન પ્રફુલ્લિત થઇ. મનમાં નાના પ્રકારની સુભ આશાઓનો સંચાર થવા લાગ્યો પરંતુ એટલામાં થોડોક સમય શાંત રહ્યા પછી ચપલાએ પુછ્યું " આપનો વિવાહ ? "

" હજી હું કુંવારોજ્જુ. "

" વિવાહ કોની સાથે થશે ? "

" તે કદાપી નહિ થાય. "

" કેમ "

" મારી ઇચ્છા "

" તો શું ? આપની વિવાહ કરવાની ઇચ્છા નથી ? "

" ઇચ્છા કયેમ ન હોય ? ઇચ્છા તો સર્વને હોય પરન્તુ હું જેના ઉપર પ્રેથ રાખું છું તેની સાથે થાય તો જ હું લગ્ન કરવાનો "

ચપલા શાન્ત થઇ ગઇ. આ વાત સાંભળી રમાદેવીની સર્વ આશા ભંગ થઇ ગઇ. મનમાં વિચાર્યું " મેં મ્હોટી ભૂલ કરી. જેને મે પ્રેમમાત્ર ગણ્યા તેતો પ્રથમથીજ અન્યના પ્રેમપાત્ર બન્યા છે. "

રમાદેવીની છાતી ધડકવા લાગી. અનેક પ્રકારના તર્કવિતર્કે એ તેના મનને વિહ્વલ બનાવી દીધું રમાદેવીએ ઉદાસ ભાવથી સખી પ્રત્યે કહ્યું " ચાલ્ય સખિ ! ઘેર જઇએ ! બહુ સમય થયો. "

ચપલાએ પ્રેમીને કહ્યું-" અમે હવે જવાની રજા લઇએ છીએ. પ્રેમી બીચારો હજી સુધી પ્રેમની લહરિમાં ગોથાં ખાતાં હતો, ચપલાએ જ્યારે જવાનું કહ્યું ત્યારે ચોંકી ઉઠી ગંભીરતાથી બોલ્યો-" મને હજુ સુધી આપનાં નામ જાણવાનો લાગ ન મળ્યો. "

ચપલા-" આપ આ બાલિકાને અનુરાગીની અને અભાગીનીના નામથી ઓળખજો. "

પ્રેમી-" બસ ! મારી એટલીજ પ્રાર્થના છે કે આ દીનને વિસારી ન દેશો ! "

" હું પણ એજ કહેવાની હતી. ઠીક ! હવે આપનાં દર્શન પુન ક્યારે થશે ? "

" કાલ પ્રાતઃકાલમાં અહિં આવી જઇશ પછી તો જ્યેષ્ટ પૂર્ણિમાને દિવસે આ સ્થાનમાં પુનઃ આવીશ. "

" બની શકશે તો અમે પણ + + + + + "

ત્રણે જણ ત્યાંથી ચાલી નીકળ્યાં.

---

# પ્રકરણ ૪ થુ

## શિવભદ્ર અને ચપલા

ચપલા ગૃહમાં એક સ્થલે બેસી નાના પ્રકારની ચિન્તા કરી રહી છે. ' હવે શું કરવું યોગ્ય છે ? શિવભદ્ર તો વાગ્દાન કરી ચૂક્યાં છે, હવે તે આ વાત કેમ માન્ય કરશે ? ! હું પણ તેમને શું કહું ? ! ! આ કોમલ હૃદયબાલાને કેવલ અયોગ્ય સમયે પ્રેમાંકુરો સ્ફુર્યાં છે. હે પ્રભો ! તું તેની રક્ષા કર્ય ! મારી બુદ્ધિનું તો ઠેકાણુંજ નથી. શિવભદ્રને કહેવા જેવું બહાનું પણ જડતું નથી. ' આવી આવી ચિન્તામાં મગ્ન રહેવાથી તેનું મુખકમલ કરમાઇ ગયું છે, કપાળે બે હાથ મુકી જમીન તરફ તે જોતી બેઠી છે.

શિવભદ્ર તેવામાં આવ્યા અને ચપલાને ઉદાસી દેખતાંજ પુછ્યું–

" ચપલા ! આજ ઉદાસ કેમ છે ? "

" કાંઇ નહિ "

" કાંઇ નહિ કેમ. કાંઇ હોવુ તો જોઇએજ ! "

" કાંઇ હશે તો ખરૂંજ, પણ કહ્યાથી શું વળ્યું ? ! "

" કેમ, કહીશ તો તેનો ઉપાય થશે. , "

" શું આપ તેનો ઉપાય કરશો ? "

" બની શકે તેમ હશે તો શામાટે નહિ કરૂં ? "

ચપલા થોડીક સમય મૌન રહી શિવભદ્ર પુનઃ પ્રશ્ન કર્યો–

" તું કહેતી કેમ નથી ? "

" સાંભળો ત્યારે હું કહુંછું " ચપલા ગંભીર સ્વરથી બોલી

" આજ ભાગીરથીના તટઉપર એક અપૂર્વ યોગીરાજનાં દર્શન થયાં. તેમને જોતાંજ સાક્ષાત્ શંકરનું ભાન થઇ જાય તેમ હતું. તેમની પૂજા અનેક સ્ત્રી પુરૂષ કરતાં હતાં. અને તે સર્વ કોઇને આશિર્વાદ દેતા હતા સ્ત્રીઓ મહાત્માને પોતાનો હાથ બતાવતી હતી અને તે હાથ જોઇ ભૂત, ભવિષ્ય વર્તમાન સર્વ કાળની વાત કહી દેતા હતા. આ જોઈ મને પણ મારી પ્રિય ભગિની રમાદેવીનો હાથ બતાવવાનું મન થયું. રમાનો હાથ જોઇ મહાત્માશ્રીએ દીર્ઘકાલ પર્યંત વિચાર કર્યો. પછી તેના જન્મથી તે આજ સુધીની સર્વ વાત સવિસ્તર સત્ય કહી દીધી.

ત્યાર પછી મેં તેના વિવાહ સંબંધી પૂછ્યું. યોગીરાજે ખિન્ન થઇ કહ્યું— " ! હવે હું ભવિષ્યની વાત નહિ કહું. ભવિષ્ય જાણી તમને કલેશ થશે. હું તેમને પગે પડી અને કહ્યું:-" ભવિષ્ય જાણવાની મારી ઇચ્છા બહુ છે. આપ કૃપા કરી કહી દો. " પછી તેમણે કહ્યું-" વારૂ બેટા ! તમે અત્યંત આગ્રહ કરો છો, ત્યારે કહું છું સાંભળો. આગળ મોટી વિપત્તિ આવવાની છે. જેની સાથે આ બાલિકાનો વિવાહ થયો છે તેની સાથે કદાપી કાલે તેનું લગ્ન થવાનું નથી. અને જો થશે તો ધણોજ કલેશ થશે. માટે મારૂં કહ્યું માની તેનો વિવાહ ભાંગી નાંખો નહિ તો બહુ સંકટ સહવું પડસે. " આટલું કહી યોગીરાજ આગળ જવા તત્પર થયા. આ વખતે મેં તેમને સવિનય આપણે ઘેર આવવા પ્રાર્થના કરી પરન્તુ :તેમણે સ્વીકાર ન કર્યો. વળી જતાં જતાં મેં બીજા કેટલાક પ્રશ્નો પૂછ્યાં પણ તેનો પણ જવાબ ન મળ્યો અને ભાગીરથીના ઉત્તર પ્રદેશ તરફ ચાલ્યા ગયા. ત્યારથી હું ઉદાશ થઇ અહિં ચિન્તા કરતી એકલી બેઠી છઉં. "

શિવભદ્ર આ સર્વ વાત સાંભળતાં પાષાણવત્ ઉભા રહ્યા. ચપલા જ્યારે વાત કહી રહી ત્યારે શિવભદ્રે કહ્યું:-" એ યોગીરાજ ક્યાં રહે છે ? "

" એતો ખબર નથી. પરન્તુ આટલું તો જાણું છું કે તે વિદેશી છે અને સર્વ કોઇ તેમને યોગીરાજ કહે છે. "

શિવભદ્ર વિચાર સાગરમાં ડુબી ગયા, શાંતજ ઉભા; પણ થોડા સમય પછી ધીમે સ્વરે જ બોલ્યા—

" ચપલા ! તું સારી રીતે જાણે છે કે તમારા બે શિવાય આ સંસારમાં મારે કોઇ જ નથી. સ્ત્રી, પુત્ર, બાન્ધવ કોઇ પણ નથી તેથી ચપલા ! પ્રિય ચપલા ! તારી દુઃખી અવસ્થા જોઇ મને અત્યંત દુઃખ થાય છે. હા ! પ્રાણુંપ્યાર રમાદેવી ! તારે માટે મેં કેવો સુયોગ્યવર શોધી કહાડયો હતો. પરન્તુ કોણ જાણે ઇશ્વરની કથી ઇચ્છા હશે ? ! કાંઇ સમજી શકાતું નથી. "

" ધીરજ સખી ! ધીરજનાં ફલ મીઠાં છે. અધીરાઇનો આ સમય નથી "

ચપલા ! તું ધૈર્ય રાખવાનું કહે છે. પણ હવે ધૈર્ય લગ્નના દિવસ પાસે આવતા જાયછે. હવે શું કરવું તેની સુજ પડતી નથી

" મને એમ સુઝે છે કે કોઇપણ યુક્તિ કરી મુહુર્ત ચુકાવી દેવું પછીની વાત પછી થઇ પડશે. " ચપલાએ ધીમેથી કહ્યું.

ચપલા આગળ કંઇ બોલવા જતી હતી એટલામાં શિવભદ્ર બોલી ઉઠયાઃ— " હું અત્યારે કહેવાજ આવ્યોં હતો કે નરેન્દ્રસિંહ તો જાન લઇ આવી પણ ચૂકયા છે. હવે શું કરવું ? ! "

આ વાત ચપલાને વજ્રપ્રહારસમ લાગી. તે ધીરચિત્તા હોવા છતાં પણ ગભરાઇ ગઇ, કાંઇ બોલી શકાયું નહિ અને વિચારમગ્ન થઇ ગઇ.

" ચપલા ! શો વિચાર કરે છે ? ! તે લોકોને શું કહુ ? ! "

" કાલ તેમને એવું કહેવું કે અમારા ગુરૂમહારાજની આજ્ઞા નથી

" ત્યારે તેઓ એમ નહિ કહે કે, પ્રથમ ગુરૂમહારાજ કયાં ઉંઘી ગયા હતા ? ? ? "

" દેશાટન કરવા ગયા હતા. "

" ચપલા તું જરા વિચાર કરીને બોલ્ય ! આવી મૂર્ખાઇ ભરેલી વાત તો મેં કોઇને મુખે સાંભળી નહતી. એકવાર દૃઢ નિશ્ચય કરી જેમને વિવાહને માટે બોલાવ્યા તેમને પાછા કયેમ વિદાય કરાય ? લોકોમાં મારૂં કેવું દેખાય ? ! ! "

" ત્યારે શું જાણી જોઇને કુવામાએ પડાય કે ? ! "

" નહિ જ ! પરન્તુ ઇશ્વરનીજ એ ઇચ્છા હશે તો આપણે શું કરી શકીશું ? "

આમ આવી વાતમાં ઇશ્વરને દોષ શું કામ તો દોઇએ ? ઇશ્વરે વિપત્તિના સમાચારની સુચના પ્હેલેથી આપી દીધી છે. આથી વધારે ઇશ્વર શું કરે ? "

" હા ! ચપલા ! ખરૂં કહે છે; પરન્તુ ઇશ્વરે મનુષ્યની પાછળજ માન અપમાન લગાડયું છે. માન સર્વને પ્રીય છે. જેને મેં ખુશીથી વાકદાન આપી નહિ બોલાવ્યાં તેનો કેવી રીતે અનાદર કરી શકાય ? ખરેખર ! મારાથી તો તે નહિજ બને. ' પ્રાણ જાય તો ભલે પણ વચન વ્યર્થ ન જાય ' એ મારૂં પણ છે. "

" યોગીરાજના કથનાનુસાર કરવું પણ અતિ આવસ્યક છે. અને તેમ કર્યાથીજ મારી પ્રિય ભગિનીનું કલ્યાણ થશે અને તે સર્વદા સુખી રહેશે. "

" ઠીક, ત્યારે તો હું જાઉંછું. કદાચ મળશે તો આ સાંશયિક મર્મનું નિરાકરણ થાય એવો ઉપાય પુછીશ. "

" કદાચ તે નહિ મળે તો ? "

" નહિ મળે તો સુમનનું લગ્ન વીરસિંહ સાથે કરી દઇશ, પછી થનાર હશે તે થશે, લોકામાં મારૂં હાસ્ય નહિજ કરાવું. "

" શું ત્યારે પુત્રીનું આ લગ્નથી પરિણમતુ અનિષ્ટ પણ મારાથી જોવાશે કે ? નહિ, નહિ ! મારા જીવતાં તો રમાદેવીનો વિવાહ વીરસિંહ સાથે કદી થનાર નથી—પ્રિય ભગિનીને હું કદિપણ દુઃખી જોનાર નથી. "

ચપલા ! યોગીરાજનું કહેલું યથાર્થ લાગે છે. કારણ કે અત્યારથીજ જ્યારે કલહ થયો તો આગળ જતાં શું થશે. પ્રિય ચપલા ! તુ દુરાગ્રહ મુકી દઇ યોગીરાજને ભુલી જા ! "

" તે તો કદી બનશે નહિ; પ્રિય રમાદેવીને જાણી જોઇને કુવામાં નાખી જન્મસુધી દુઃખી કરવાનુ મારાથી તો કદાપી બનશે નહિ !

" ચપલા ! માનવું હોય તો માન ! તારી ઇચ્છા, હું જે કહી ગયોછું તેમાં કદી ફેર પડનાર નથી ! "

ચપલાના નેત્રમાંથી અશ્રધારા વહેવા લાગી.

શિવભદ્રે કહ્યું-" ચપલા ! હું જાઉંછું, તું શોક છોડ ! ધૈર્ય ધર ! અને વિચાર કર કે ઇશ્વરઇચ્છા આગળ આપણું શું ચાલે છે.

તું ક્યાં નથી જાણુતી કે ઇશ્વરેચ્છા બલીયસી."

આમ કહેતાં કહેતાં શિવભદ્ર ચાલ્યા ગયા અને ચપલા ચિન્તા-મગ્ન ત્યાંજ બેસી રહી

# પ્રકરણ ૫ મું.

## અકસ્માત.

ચપલા એકાન્તમાં બેસી શિવભદ્રની કહેલી વાતોનો વિચાર કરી રહી છે, એટલામાં આવી દાસીએ કહ્યું " ચપલા બ્હેન, સત્વર ચાલો રમાદેવી આપને બોલાવે છે ! " દાસીને ગાભરી બનેલી જોઈ ચપલા તરતજ ઉઠી અને રમાદેવી પાસે ગઇ. દૂરથી રમાદેવીને જોતાં ચપલા ગભરાઇ ગઇ અને આડકતરી બાજુએ થઇ તેની પાછળ જઇ ઉભી રહી. રમાની અવસ્થા આ સમયે વિચિત્ર હતી. ડાબા હસ્ત ઉપર કોમળ કપોળ ટેકવી મસ્તક નીચું રાખી જમણા હાથની આંગળીના નખ વડે જમીન કોતરતી બેઠી હતી. નેત્રમાંથી મુંક્તાસમાકાર અશ્રુબિંદુઓ પડતાં હતાં વળી હોઠ પણ જરા ફડફડતા હતા ચપલા તેની ડાબી બાજુએ જઇ બેઠી અને પોતાના સાળુથી તેના મુખપરનાં અશ્રુબિંદુઓ લોહી નાંખી કહ્યું:—

" કેમ ! રમા, આજ ઉદાસ કેમ છે, ગભરાય છે કેમ ? ! "

ચપલાને જોઇ રમાદેવી શાન્ત થઇ ગઇ અને રૂંધાઇ ગયેલ ગળે બોલી—ચિન્તા તો કાંઇ નથી. પરન્તુ કોણ જાણે શાથી યેમને કાંઇક થાય છે. માથું દુખે છે, પહેલાંતો છાતીમાં દુઃખ થતું હતું પરંતુ હવે તો તે અત્યત ધડકે છે જીવ ચુંથાય છે, મનમાં બહુજ ગભરામણ થાય છે, આ કારણને લીધેજ મેં તને બોલાવા મોકલી હતી. '

" બ્હેન તું ગભરાઇશ નહિ. આ દુઃખ કેવળ તારી ચિન્તાનું જ કારણ છે. ' સજીવ દહતિ ચિન્તા નિર્જીવ દહતિ ચિતા ' આ સુત્ર નો અભ્યાસ તેં ક્યાં નથી કર્યો ? હમણાંનું તને નથી ખાવાનું ભાન કે નથી સુવાનું ભાન ? માંદી ન થાય તો શું થાય ! વારૂ ! હવે તો તારી હઠ છોડ ! "

" મામા શું કહેતા હતા ? '

" બ્હેન તું જાણતી નથી કે પુરુષોનો જીવ જાય પણ વચન કદાપી ન ફરે. મારાથી બન્યું તેટલું મેં કર્યું ! અહિઆ તારી આ સ્થિતી છે. અને ત્યાં તારા મામા માનના ટેકને માટે કહે છે કે ગમે તેમ થાય પણ રમાનું લગ્ન વીરસિંહજી સાથે કરીશુજ. કહે ! હવે શુ કરવું ? ચપલાનું આ વાક્ય સાંભળી રમાદેવીને તો નિશ્ચયજ થયો કે મારી સર્વ આશા નિરાશ થઇ ગઇ, હવે મનવાંછિત પ્રાણવલ્લભ મેળવવાની લેશ માત્ર પણ આશા નથી.

આ નિશ્ચય થતાંજ રમાના શરીરમાં પ્રસ્વેદ પ્રવાહ વહેવા લાગ્યો, ચક્ષુઓ ચઢી ગયાં અને વારંવાર ધ્રુજવા લાગી. એકવાર ચીઢાઇ ને બોલી " હ્રદય રત્ન ગયું ! " અને એક દીર્ઘ નિસ્વાસ નાંખી કપાઇ પડતાં કદળી સ્તંભની માફક પૃથ્વીપર મુર્ચ્છિત થઇ પડી. તેના મુખના ભાવ ઉપરથી જણાતું હતું કે તેનો પ્રાણ પ્રયાણ કરવાની યોજના કરી રહ્યા છે.

ચપલા રમાદેવીની આ દશા જોઇ ગભરાઇ ગઇ અને ગુલાબજળ લાતી રમાના મુખપર છાંટી ધીમે ધીમે પંખો નાંખવા લાગી. કેટલોક સમય થયા પછી રમાદેવીએ આંખો ઉઘાડી અને જળ માગ્યું. ચપલાયે જળપાન કરાવ્યું. રમા વળી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને પુનઃમુર્ચ્છિત થઈ ગઇ. ચપલા ગભરાઇ ગઇ, પુનઃગુલાબજળ છાંટી થોડાક સમય સુધી પંખો નાંખ્યો. પરન્તુ રમાદેવીમાં ચેતન ન આવ્યું. જ્યારે ચપલાએ જાણ્યું કે મારી સર્વ યુકિતઓ નિષ્ફળ નિવડી ત્યારે તેણે શિવભદ્રને બોલાવવા એક દાસી મોકલી. અલ્પ સમયમાં શિવભદ્ર આવ્યા અને જુવે છે તો રમાદેવી એક શબવત શય્યા ઉપર પડી છે અને ચપલા રૂદન કરી રહી છે. શિવભદ્રે પુછ્યું આ શું થયું ? ચપલાથી બોલી શકાયું નહિ. શિવભદ્રે પુનઃપ્રશ્ન કર્યો આ શું થયું ! ચપલા વધારે અધીર થઇ રોવા લાગી. શિવભદ્ર ગંભીરતા ધારણ કરી કહ્યું—ચપલા ધૈર્ય ધર ! ગભરાવાનો આ સમય નથી. આ શું થયું છે તે મને તરતજ દર્શાવતો ઉપાય કરીએ. ચપલાએ ગદ્‌ગદ સ્વરે કહ્યું–" ઇશ્વર જાણે શું થયું ! યોગીરાજના દર્શન થયા પછી તે ચિન્તાતુર તો હતીજ તેવામાં વળી આ દુઃખ થયું, તેની છાતી દુખવા લાગી અને તેણે મને બોલાવવા દાસી મોકલી હું આવી ત્યારેતો તે

વિહ્વલ જ હતી. ત્યાર પછી અલ્પ સમયમાં રમા-પ્રિય રમાની આ દશા થઇ ગઇ. ! અરેરે ! આતે ઇશ્વર કોપ નહિ તો બીજુ શું ? આટલું કહી ચપલા વિહ્વલ થઇ રોવા લાગી. હા ! પ્રિય રમાદેવી તને આ શું થઇ ગયુ, હમણાં તો તેં મને બોલાવવા મોકલ્યું હતું. તે શુ આવું દુઃખ બતાવવાનેજ કે ? હાય ! રમા તને આ શુ થયુ ! અરે ! કોઇ ઉપાયની શીઘ્ર યોજના કરો. જુઓ તો ખરા આનું મુખ કેવું થઇ જાય છે. ચન્દ્રકળાસમ મુખાર્વિંદ ઉપર મલિનતાએ કેવું આક્રમણ કર્યું ? ! અરેરે ! આતો છેલ્લી ઘડી હોય એમ જણાય છે. ભાઇ ! કોઇ જઇ વૈદ્યરાજને બોલાવી આવો ! રમા ! શું તેં આજના આવા દિવસને માટેજ મારી સાથે અત્યત પ્રેમ રાખ્યો હતો ? પ્રિય ભગિની તને જોઇને મારૂં દુઃખ વિસરી ગઇ હતી. ખરેખર મારી દુખીયણની તું આધાર હતી. મેં તો તને આંધળાની લાકડી સમાન ગણી હતીઃ વિધાતા ! તને પણ મારી દયા ના આવી ! પ્રિય રમાદેવી તું શું નહિ બોલે ? ! અરેરે ! મારી બોલતી મેના કયાં ગઇ, હવે મને કાંઇ સુઝતું નથી. અત્યંત મુઝાઉં છું. અરે ! આ સંસારમાં કોઇપણ એવું નથી કે મારી પ્રિય રમાદેવીને આવી જગાડે ? અરેરે આતે કેવી મુર્છા હુંતો અદ્યાપિપર્યંત પથ્થરની છાતી કરી દુઃખ ભોગવતી આવી હતી. પણ હવે તારૂં દુઃખ તો સહન નથીજ થતું. ”

આ પ્રકારે વિલાપ કરી ચપલા રડવા લાગી. શિવભદ્ર પણ ગભરાઇ ગયા. પણ મનથી ધૈર્ય ધારણ કરી ચપલાને કહ્યું—‘ ચપલા તુ ગભરાઇશ નહિ ? બ્હેન ! હું જઇને વૈદ્યરાજ ને બોલાવી લાવું છું ! ! આટલું કહી શિવભદ્ર ચાલી નીકળ્યા અને શ્વેતપુરના સુપ્રસિદ્ધ વૈદ્ય શિરોમણી ધરણાધરશર્માને બોલાવી લાવ્યા. નાડીવિદ્યામાં અતિ પ્રવીણ વૈદ્યરાજે રમાદેવીની નાડી તપાસી, દીર્ઘ કાલ સુધી વિચાર કર્યો પણ નાડીનો પતો લાગ્યો નહિ. અત્યંત વિચાર કરી ધરણીધર શર્મા એ કહ્યું. શિવભદ્રભાઇ આ બાલિકાના કોમલ હૃદયમાં કઠિણ પીડા છે. રોગ અસાધ્ય છે. પરમ કૃપાળુ ઇશ્વર સૌ સારાંવાનાં કરશે ! હું એક ઔષધ આપુંછું તે કદાચિ કદાચિ જળમિશ્રિત કરી પાજો૦ સત્વરે આ-રામ થઇ જશે ! પરન્તુ જ્યારે જરાયે ચેતન આવે ત્યારે મને સમા-ચાર કહેવરાવજો. વૈદ્યરાજે ઔષધીને પાણીમાં ઘસી રમાને પાઇ દીધી. ધરણીધરશર્મા થોડાક સમય સુધી બેઠાં પરન્તુ રમાદેવીમાં ચૈતન્ય

ન આવ્યું જોઇ તેમણે કહ્યું: " હવે રજા લઉછું, આજ ઔષધ અ-સખર સમયે આપતાં જજો. અને જ્યારે જરા પણ ચૈતન્ય અને ત્યારે મને બોલાવવા મોકલજો. ! કોઇ ગભરાસો નહિ ઔષધી ચમત્કારી છે. ઇશ્વર સૌ સારાંવાના કરશે ! " આમ કહી વૈદ્યરાજ ચાલ્યા ગયા. શિવભદ્ર અને ચપલા રમાદેવીની પાસેજ બેસી રહ્યા કલાકે કલાકે ચપલા ઔષધ આપતી અને રમાદેવીની આકૃતી દેખી અશ્રુ સ્ત્રવતી અને આ જોઇ શિવભદ્ર તેને સમજાવતા હતા.

આવી રીતે રાત્રી વ્યતિત થઇ ગઇ. પ્રાતઃકાળનો સમય થયો. મન્દ મન્દ સમીર વહેવા લાગ્યો. આખરે રમાએ નેત્રકમળ ધીમેથી ખુલ્લા કર્યાં અને એક ઉંડો શ્વાસ લઇ જલયાચના કરી. ચપલાએ હર્ષપૂર્વક જળપાન કરાવ્યું. સિવભદ્રે ફરી ધરણીધર વૈદ્યરાજને બોલાવ્યા. વૈદ્યરાજ આવ્યા અને નાડી જોઇને કહ્યું:–" હવે કાંઇ ચિન્તાનું કારણ નથી ! જ્વર ઉતરવા માંડયો છે. હવે આરામ સત્વર થઇ જશે ! પરમાત્મા સર્વ કુશળ કરશે. આટલું કહી, વૈદ્યરાજ ચાલ્યા ગયાં. શિવભદ્ર પણ તેમની સાથેજ ગયા. ચપલા ઉદાસ થઇ રમાદેવીનું મુખકમલ જોયા કરતી બેસી રહી.

## પ્રકરણ ૬ ઠું.

### ત્રિપુટી.

સાયંકારના સુરમણીય સમયે ભાગીરથી સરિતાના તરંગની છટા નીહાળીતા ચિંતાસંતપ્ત હ્રદયને શીતલ કરતા ત્રણ યુવકો ઉભા રહ્યા છે. આ કોણ છે અને શી ચિન્તા કરે છે ? પાઠક વૃન્દ ! તે જાણવાની તમારે આવસ્યકતા છે. આ ત્રણમાંથી મોટા અને અંગે ગૌરવર્ણાં છે તેમનું રત્નસિંહ અભિધાન છે. તેમની અવસ્થા અત્યારે ચોત્રીસેક વર્ષની હશે ! તે એક મોટા ધુર્તરાજ છે. અને રૂપ પરિવર્તન કરવામાં પરમ દક્ષ છે, બુદ્ધિ કળા પણ તેમની સાથે અત્યંત સ્નેહ રાખતી જણાય છે. તે અતિ રૂપવાન પણ છે. અને સર્વ ગુણસંપન્ન હોવાથી નાની વયમાં કૃષ્ણપુરના રાજ્યમંત્રીનું પદ ધારણ કર-

વામાં વિજયી નિવડયા છે, તેમનું ચાતુર્ય કૃષ્ણપુરમાં સુવિખ્યાત છે.

દ્વિતીય યુવકનો વર્ણ કૃષ્ણ, કાયા સ્થુલ, બાહુલંબ, હ્રદય પ્રશસ્થ, અને નેત્ર લાલચોળ છે, તેથી તે સહજ ક્રોધી હોય તેવો ભાસ થાય છે. તેમનું નામ લક્ષ્મણસિંહ છે, અને કૃષ્ણપુરના સેનાપતિ પણ તેજ છે. તેમનું વય ૩૦ વર્ષથી અધિક નથી. રૂપતો ભયંકર છે પરન્તુ શાસ્ત્ર વિદ્યામાં તે પરમ નિપુણ છે.

આ બન્નેની સાથે તૃતીય સર્વાંગસુંદર સુકુમાર યુવકનું નામ વીરસીંહ છે. પ્રથમ તરંગમાં વાંચકોની સાથે પરિચય કરાવેલ કૃષ્ણપુરના રાજકુમાર આ પોતેજ છે. તેમની અવસ્થા પચીસ વરસથી કાંઇક ન્યુન છે. સંગિતશાસ્ત્રમાં તે નિપુણ છે અને ધર્મશાસ્ત્રનું પણ તેમણે સારી રીતે અધ્યયન કર્યું છે. આ યુવકોને શી ચિન્તા છે, તે કહેવાની જરૂરજ રહેતી નથી. વાંચક વર્ગ તે સ્વતઃ સમજી લેશે. તે લોકો શી વાર્તાલાપ કરી રહ્યા છે, તે લખવું અત્રે આવસ્યક છે.

વીરસીંહે ઉદાસ ભાવથી કહ્યું:–" ભાઇ રત્નસિંહ હવે શું કરીશું!"

રત્નસિંહ—" શું કરવું? તે દિવસનો તો સર્વ હાલ વિદિત થયો છે, પરન્તુ શિવભદ્ર શું કરવા ઇચ્છે છે, તેતો અદ્યાપિ પર્યંત ન જ જણાયું. કાંઇ નહિ એ પણ એકાદ દિવસમાં વિદિત થશે. અને પછી જે કરવું યોગ્ય હશે તે કરીશું. "

લક્ષ્મણસિંહ—" હા તે દિવસનો હાલ તો વિદિતજ છે, પરન્તુ ત્યાર પછી શું થયું? "

રત્નસિંહ—" હા એ પણ વિદિત થશે! હવે લગ્નના બેજ દિવસ બાકી છે, જે હશે તે પોતાની મેળેજ જણાશે! જોયા કરોને તમે!

વીરસીંહ—" પરન્તુ હાલ તો તે માંદગી ભોગવે છે. લગ્ન કેવી રીતે થઇ શકશે? "

રત્નસિંહ—" આ સર્વમાં ચપલાનું ચાપલ્ય છે તેકોઇ અન્યની સાથે રમાદેવીનું લગ્ન કરવાને ધારે છે. ખરે! એ અતિ ચતુર સ્ત્રી છે. શિવભદ્રને તેણે વાક પટુતાથી જીતી લીધા છે. પરન્તુ શિવભદ્ર તો એક આબરૂદાર માણસ છે. તે પોતાના નામને કલંક લાગે તેમ કદાપિ થવા દેશેજ નહિ. "

વીરસીંહ—" એ તો તે દિવસની વાત ઉપરથીજ સમજાઇ

ગયું છે, પરન્તુ સ્ત્રી ચરિત્ર કાંઇ જેવું તેવું નથી હોતું. કહ્યું છે કેઃ-

**ચરિત્ર ત્રિયાનું પુરૂષોનું ભાગ્ય,**
**સુરો ન જાણે જન કોણ માત્ર ? !**

રત્નસિંહ—"આપનું કહેવું તો યથાર્થ છે. પણ શિવભદ્રની બાબતમાં તેમ થાય એમ લાગતું નથી. અને કદાચ ચપલાનું કહ્યુ માને તોય શું ? શી ચિન્તા છે ! તેમને પણ બતાવી આપું ! હું કાંઇ જેવો તેવો મનુષ્ય નથી. ચાતુર્યમાં એક્કા ગણાતા સ્યામસુંદરજીનો મુખ્ય શિષ્ય છું. શું કરૂં તેઓ હાલ નથી નહિં તો જોઇલેત-બતાવી આપત !"

લક્ષ્મણસીંહ—"હવે નથી તેની શી વાત ! હવે જે કાર્ય કરવાનું હોય તેનો પ્રારંભ કરો ?"

રત્નસીંહ—" શું કરવું ! તે ઘણી ચતુર સ્ત્રી છે ! ચપલા તે ચપલાજ છે. તેની આગળ કોઈ પણ યુકિતમાં હું ફાવતો નથી."

વીરસીંહ—"જ્યારે આપણી સર્વ યુકિતઓ નિષ્ફળજ નિવડે છે ત્યારે કાર્યસિદ્ધિની આશા રાખવી એ કેવળ દુરાશાજ છે."

રત્નસીંહ—" ના ! ના ! આપ એટલા બધા નિરાશ થશો નહિં ! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી અવસ્ય હું કાર્યસિદ્ધિ કરવાને પ્રયત્ન કરીશ !"

લક્ષ્મણસીંહ—"વીરસીંહ ! આપ ગભરાશો નહિં. ધૈર્ય એ મુખ્ય વસ્તુ છે. મંત્રીશ્વર શું કરે છે તે તો જુઓ ?"

વીરસીંહ—"પણ રમાદેવી કોનીપ્રતિ પ્રેમ રાખે છે, તેતો જાણવુંજ જોઇએ."

રત્નસીંહ—" એ પણ વખત આવે વિદિત થશેજ. આપ ધીરજ ધરો. આવા સમયે અધીરા થવાથી કાર્ય નિષ્ફળ નિવડે છે. આપ તો બુદ્ધિમાન છો ! વધારે શું કહીયે. **સુજ્ઞેષુ કિં બહુના** !"

વીરસિંહ— "મારૂં ચિત્ત ગભરાય છે. મારી બુદ્ધિ પણ ઠેકાણે નથી; કાંઇ સુજતું નથી. અહર્નિશ એ પ્રિય મૂર્તિ આંખ આગળ ખડીને ખડી થાય છે. હું શું કરૂં ?

લક્ષ્મણસીંહ—"આપ ગભરાઓ છો કેમ? જો આપ આજ્ઞા આપો તો શિવભદ્ર અને ચપલાને આજને આજ આપની સમીપ પકડી લાવીએ, અને રમાદેવીને પણ સાથે જ લેતા આવીએ."

વીરસિંહ--" નારે ના ! એ તો નીતી વિરૂદ્ધ કહેવાય; ત્યાં સુધી શિવભદ્રે તેમનો મન્તવ્ય આપણી સમક્ષ પ્રકાશિત નથી કર્યો; ત્યાં સુધી આપણે બળ પ્રદર્શિત કરવું જોઇતું નથી. મારી સલાહ તો બળાત્કાર કરવાની નથી. પછી તો તમને રૂચે તેમ કરો ! હું તો તમારે વિશ્વાસે અહિં આવ્યો છું. "

રત્નસીંહ--" બળ પ્રદર્શિત કરવાનું તો અહિં કામજ નથી. કેવળ યુક્તિથીજ કાર્ય કરવું ઉચિત છે. ' કળથી થાય તે બળથી ન જ થાય. "

વીરસિંહ—" હા પરન્તુ કોઇ પણ યુક્તિ તો હોવી જોઇએને !

રત્નસીંહ—" એ સંબંધી યોજના ધારી છે. અને તે પ્રમાણે વર્તી પણ ચુકયો છું; ઇશ્વર કરશે તો ફળની પ્રાપ્તી શીઘ્ર થશે. "

વીરસિંહ--" એવી તે શી યુક્તિ યોજી છે ? "

રત્નસીંહ--" કાર્ય સિદ્ધ થશે એટલે એની મેળે જણાશે! કાર્ય સિદ્ધ થયા પહેલાં કહી દેવાથી અનેક વિઘ્નો ઉપસ્થીત થાય છે. "

લક્ષ્મણસીંહ—અમારે તે યુક્તિ જાણવાની આવશકયતા પણ નથી. ગમે તે પ્રકારે કાર્ય સિદ્ધ થાય એટલે બસ ! "

વીરસિંહ--" મારી પણ એજ પ્રાર્થના—ઇચ્છા છે. "

રત્નસીંહ—" આપ ધીરજ રાખો ઇશ્વર સૌ સારાં વાનાં કરશે.

વીરસીંહ--" ઠીક ! હવે તંબુએ જઇએ. રાત ઘણી પડી છે.

રત્નસીંહ--" ચાલો ! "

આ ત્રણે યુવકો વાર્તા કરતા કરતા ભાગીરથીના ઉત્તર પ્રાંત તરફ ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૭ મું.

## શ્રીમતી દેવી.

---

આજ રમાદેવી શય્યાપર એકલી પડેલી છે. સુસ્નેહમય દીપક પ્રકાશી રહયો છે. પ્રાણપ્રિય મળવાના વિચારમાં તે અનેક પ્રકારની

ચિન્તા કરી રહી છે. આ રાત્રિનો સમય સંયોગીઓને સુખદ અને વિયોગીઓને દુઃખદ છે. જેમ રાત્રિ અધિક વ્યતીત થતી જાય છે અને વ્યાધી ગ્રસ્ત મનુષ્યોનો રોગ વૃદ્ધિ પામતો જાય છે તેમ વિરહિ જનોને પણ આવી આશાભરી રાત્રી કાલરાત્રીસમ ભાસે છે. એક એક ઘડી સહસ્ત્ર રાત્રી જેવી લાગે છે; સુખ સામગ્રી દુઃખદ નીવડે છે નિદ્રા પરમ વૈરિણી બને છે. રમાદેવી પણ આજ એવા દુઃખમાં પડી છે. ક્ષણે ક્ષણે દીર્ઘ નિઃશ્વાસ નાંખે છે. અને જ્યારે કાંઇ સુઝતું નથી ત્યારે રૂદન કરે છે. પ્રિય વાંચકો ! હવે રમાદેવીનું રૂપ લાવણ્ય સૌન્દર્ય સર્વ લુપ્ત થઇ ગયું. હવે મ્હોટી મ્હોટી આંખો બહાર તરી આવી છે.કપાલ પર ખાડા પડી ગયા છે-ડાચાં બેશી ગયાં છે. ક્રાન્તિ પણ મન્દ પડી ગઇ છે. સર્વાંગ દુર્બલ થઇ ગયું છે; ઉઠવા બેસવાનું સામર્થ્ય પણ રહ્યું નથી. કેવલ પ્રાણવલ્લભના દર્શનની ઇચ્છાથી પ્રાણ માત્રજ ટકી રહ્યા છે.

રમાદેવી આને આ વિચારમાં એવી મગ્ન થઇ ગઇ છે કે તેની પાસે કોણ આવી ઉભું છે. તેનું પણ તેને ભાન નથી. કિંચિત્ કાલોપરાન્ત રમાદેવી ! શા વિચારમાં મગ્ન થઇ છું ? ! એવો મંદ સ્વર સંભળાયો.

રમાદેવી ચ્હોંકી ઉઠી અને ધીમા સ્વરથી કહ્યું ' કોણ છે ?'

" પ્રિય સખિ ! મને એટલી વારમાં ભૂલી ગઇ ? ' નિકટ સ્ત્રીએ હાસ્ય યુક્ત વદનથી ઉત્તર વાળ્યો.

" શ્રીમતીદેવી ! ! આવ સખી બેશ હું તો નથી ભુલી ગઇ. પરન્તુ તું તો કાંઇક ભૂલી ગઇ છે. પ્રીતમના આનન્દ પ્રયોગમાં હું ક્યાંથી સ્મૃતીમાં રહુ ? ભૂલી ન્હોતી તેમાંજ આટલે બધે દિવશે દર્શન દીધાંને ? ! ! "

" ઠીક, ત્યારે મ્હારોજ દોષ સખી ! હવે પ્રસન્ન થઇ ? ? '

" હું તો તારી પ્રસન્નતામાંજ પ્રસન્ન થાઉ છું. તું પ્રસન્ન થઇ એટલે બસ, "

રમાદેવીએ દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું-

" મારી પ્રસન્નતા તો.........

આરંભેલું વાક્ય તે પૂર્ણ કરી ન શકી એટલામાં તો પુનઃ તેણે નિશ્વાસ નાંખ્યો.

" કેમ સખિ ! આટલી બધી આમ કેમ થઇ ગઇ ? '

'ઇશ્વરે જ્યારે કેવલ દુઃખ ભોગવવાજ મને ઉત્પન્ન કરી છે, તો પછી તેનું પુછવુંજ શું ? બ્હેન માથે ઝાડ ઉગવાં બાકી છે. '

" બ્હેન ! ગભરામાં, સુખ દુઃખ વારા ફરતી સર્વને હોય છે, તે તું સમજુ થઇને કેમ ભૂલે છે ? તડકા પછી છાંયડો અને પછી પાછો તડકો એ શું તું નથી જાણતી ? કાંઇ બધા દિવસ સરખા જા યછે ? એ તો રાત્રિ દિવસ ચાલ્યાજ કરવાનાં, તું કાલ સાજી થઇ જઇશ અને પ્રભુ કરશે તો કાલે સુખનો વારો આવશે. જોને તું ચિંતા કરવાથી કેવી દુર્બળ થઇ ગઇ છે. માત્ર દશબાર દિવસ માંદી રહી તેમાં કાંતિમાં કેટલો ફેર પડી ગયો છે. હું ગઇ તે વખતે તો તું સાજી સમી હતી; તારા નખમાંએ રોગ નહોતો, અને એટલી ટુંક મુદતમાં કેટલો શરીરમાં તફાવત ! એતો રોગ આવે છે ઘોડાને વેગે અને જાય છે કીડીને વેગે. માટે બ્હેન ! તું ગભરાઇશ નહિ કાલે સાજી થઇશ; અને મનના મનોરથ પૂર્ણ થશે. "

" રમાદેવી શાંતજ રહી. '

" પણ બ્હેન ! આમ ઓચિંતું શું થયું તે તો મને કહે ?'

" કોણ જાણે શું થયું ? મને તો કાંઇ ખબર નથી. '

" શું તારા મનનો મહેલ નહીંજ મટે ? બ્હેન ! આ તારી રીતિ યોગ્ય છે ? શું મારાથી પણ અંતરપટ ! ? શું હું તારાથી કાંઇ પણ છાનું રાખુંછું ? તે સાંભળ્યું નથી કેઃ–

" અંતરપટ નહિ પ્રીતે અંતરપટ ત્યાં પ્રીતી કહો શાની !
" અંતરપટ જે રાખે, પ્રીત કરી તે રીતિ છે મૂરખાની. '

" તેમ તને મારાથી અંતરપટ રાખવો શોભતો નથી પછી તો આ તું જાણે. '

" બ્હેન હું શું ? ક્યારે તારાથી કાંઇ ગુપ્ત રાખું છું ? '

" નારે બ્હેન, ના. તું કયાં ગુપ્ત રાખે છે ? ! ઘડી ઘડી નિશ્વાસ નાંખે છે, વળી વિચારમાં પડે છે, આમ શરીરે લેવાઈ ગઇ છે, અને કારણ પૂછીએ છીએ તો કાંઇ નહિ કે ? શું મને પણ ઉડાવવા માગે છે ? પણ ગાંડી ! દાઇ આગળ પેટ છુપાવ્યું રહેતું હશે દર્દી વૈદ્ય આગળજ રોગનું નામ છુપાવે તો વૈદ્ય દવા શું આપે ?

" દર્દી દર્દ છુપાવે જ્યાં શું કરે વૈદ્ય ઔષધી ?
" જો જાણે દર્દ તો તેથી મહા વ્યાધિ મટે કદી. '

ત્યેમ જો તું ખરી હકીકત કહે તો તો કાંઇ ઉપાય પણ થાય પછી તો જેવી તારી મરજી, અમને પરાયાં ગણતી હોઉ તો તું જાણે.

" બ્હેની બળતાને શું કામ બાળે છે, આમ મ્હેણાં શું કામ મારે છે ?"

" હા, બ્હેન હા, હું તો મ્હેણાંજ મારૂં છું ને. પણ કોઇની સાથે ચિત્ત ચોટયા શિવાય આવી સ્થિતિ તો સખિ ! નજ થાય."

" શું કામ આવાં કલંક ચઢાવે છે ! "

" હા. હવે હું જુઠાં કલંક ચઢાવનારી, હવે ત્યારે તું સત્યવાદીની દિકરી હો તો ખા મારા સોગન."

રમાએ મ્હોં ચઢાવ્યું, ને શાંતજ રહી.

" જો, સાંભળ હું તારા ભલાને માટેજ કહું છું. આ સંસારમાં સર્વ પ્રાપ્તમાં અભાવ ધારી અપ્રાપ્યને ઇચ્છે છે પણ તે કેવળ મુર્ખતાજ છે. બ્હેન ! તું ભણેલી છે, વિદ્વાન છે, ડાહી છે, સમજુ છે. તે ચાણ્યક્ય નીતિનો પેલો શ્લોક અત્યારે યાદ કેમ કરતી નથી કે-

" ધ્રુવ જે તેહ ત્યાગીને, અધ્રુવે બાથ કો ભરે;
" ધ્રુવ તેનું જશે નક્કી, અધ્રુવે કાંઇ ન સરે."

માટે રમા ! મારૂં કહ્યું માનીને હવે ધડપછાડા છોડી દે. હવે એ વાત વિસરી જા. જે થવા કાળ હશે તે થશે એમ ધારી સંતોષ માન."

" ગમે તેમ થશે પણ હું તો અન્ય કોઇની.........રમાનાં ચક્ષુમાંથી આ વાક્ય નીકળતાં અશ્રુબિન્દુઓ શ્રવવા લાગ્યાં.

" નથી માનતી, પણ પાછળથી પસ્તાવું ન પડે."

રમાદેવી શાંતજ રહી, તેણે રૂદન ચાલુજ રાખ્યું. બન્ને સખીઓ થોડીવાર મૌન રહી. એટલામાં શ્રીમતીએ કહ્યું:-

" બ્હેન ગભરાઇશ નહીં. સૌ સારાં વાનાં થશે. હજી ચપલા કેમ ન આવી ? હવે મારે જવું જોઇએ, રાત્રિ થઇ ગઇ છે."

" આવતી હશે. તે આવે એટલે મળીને ઉઠજે."

"કાલે પાછી આવીશ ત્યારેજ મળીશ, આજ તો હવે જવું જોઇએ. મારી બા મારી રાહ જોતી હશે."

શ્રીમતીદેવીએ રજા લીધી અને રમાદેવી ઉદાસિનજ ચપલાની રાહ જોતી શય્યા ઉપર પડી.

## પ્રકરણ ૮ મું.



### આશાભંગ.

શ્રી પુંડરીકેશ્વરની સમીપ આવી રહેલા પુર્વોક્ત ઉપવનમાં એક પાષાણ–શિલા ઉપર, સાયંકળાના સુરમણીય સમયે, પ્રેમીની રાહ જોતી ચપલા ઘડીમાં હમણાં પ્રેમી આવશે એવો વિચાર સ્ફુરતાં પ્રસન્ન થતી, મ્હોં મલકાવતી અને ઘડીમાં રમાના લગ્ન પ્રસંગમાં આવી પડેલી આપત્તિના વિચાર આવતાં શોક સાગરમાં લીન થતી, દીલગીર થતી, બેસી રહી છે. સમયે સમયનું કામ કરવા માંડયું. નિયત સમય થયો. તે પણ વીત્યો, ઉપર થોડો સમય થયો. આખરે ચાર ઘડી વધારે વ્યતીત થઇ. પરંતુ પ્રેમીનાં દર્શન તો નજ થયાં. રાત્રી થઇ ગઇ, ચન્દ્રમા પ્રકાસ્યો; પરંતુ તેનાં શીતલ કીરણો ચપલાના હૃદયને તો શીતલ ન જ કરી શકયાં. જેમ જેમ રાત્રિ—ચન્દ્રિકા અધિક શીતલ થતી ચાલી તેમ તેમ ચપલાના હૃદયમાં અધિક અધિક જ્વાલા પ્રદિપ્ત થવા લાગી. "પ્રેમીનાં દર્શન કેમ ન થયાં? શું રમાનું તેમણે વિસ્મરણ કર્યું હશે? શું તે અન્ય કાર્યગ્રહસ્ત થયા હશે? ના, ના, તે વિસરે તો નહીંજ. તેમની પ્રતિજ્ઞાનો ભંગ કરે એવા તે નહોતા લાગતા. હા પણ તે રોકાઇ ગયા હોય! કદાપિ કોઇ વિપત્તિ તેમના ઉપર પણ કોણ જાણે કેમ ન આવી હોય!? પ્રેમી! પ્રેમી! તારા દર્શનના અભાવે અત્યારે બહુ દુઃખ થાય છે. પ્હણે રમા તારા વિરહથી વ્યાકુલ બની છે. અહીં તું જણાયો નહીં. શીવભદ્ર પણ લગ્ન માટે આગ્રહ કરી રહ્યા છે. હે પ્રભો! હવે તેની લજ્જા તારેજ હાથ છે. તે બિચારી રોગગ્રસ્ત છે. જો પ્રેમીનું આવવું નથી થયું એ વાર્તા તે જાણશે તો અવસ્ય તેને પ્રબળ સપાટો લાગશે. અરેરે બીચારી તેનું શું

થવાનું, તેની સર્વ આશા ભંગ થશે, તો જરૂર મહા ઉપાધિ થવાની હવે આ પ્રેમીનાં દર્શન ક્યારે થશે ? પ્રેમી ! પ્રેમી ! ખરે તારી સાથે વાર્તા કરી–પ્રીતિ બાંધી આ સરલહૃદયા રમા બિચારી છેતરાઇ." આવા આવા વિચારોમાં ચપલા એવી તો નિમગ્ન થઇ ગઇ કે તેને ઘેર જ-વાની પણ શુદ્ધિ ન રહી. લગભગ મધ્યરાત્રિ થવા આવી, શ્રી પુંડરી-કેશ્વરમાં શયન આરતી થઇ, દુંદુભિનાદે ચપલા જાગ્રત થઇ, સાવધાન થઇ અને ઘર તરફ ચાલી. માર્ગમાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ હતી. વનમાં પવનનો સન સનાટ અવાજ સંભળાતો હતો. આવે સમયે ઘેર એકલી જતાં તે તરુણી ભયભીત થઇ. પ્રેમીને મળવા તે કેવા ઉત્સા-હથી આવી હતી ! ? તેનો મેલાપ ન થયો. ઘેર જતાં માર્ગ ઘણોજ કઠિણ લાગ્યો. ઇશ્વરે તેની ઇચ્છા પુર્ણ ન કરી. પગ પાછા પડતા હતા પરંતુ આખરે તે ઘેર આવી પહોંચી અને રમાદેવી પાસે ગઇ. રમા તેની વાટ જોઇનેજ બેસી રહી હતી. ચપલાને જોતાંજ પ્રશ્ન થયો–

"દર્શન થયાં ?"

આ મૃદુસ્વર શ્રવણ કરતાં ચપલાને થયેલું કષ્ટ અવર્ણનીય છે. તેણે વિચાર્યું કે જો હું આ સમયે એમ કહીશ કે પ્રેમીનો મે-લાપ ન થયો તો આ વ્યાધિપિડિતા અવસ્ય મરણને શરણ થવાની આમ ધારી તેણે ધામેથી ધૈર્યથી અને ગંભીરાઇથી ઉત્તર આપ્યો:–

"હા, દર્શન થયાં, મેલાપ થયો. વળી કાલે પણ તે પુનઃ દર્શન દેશે."

"રમાદેવી આ સાંભળી પ્રસન્ન મુખથી બોલી. "હાં, શું વાર્તા થઇ તે અથઇતિ મને કહે."

"બ્હેન ! વાર્તા કરવાનો યોગ્ય પ્રસંગ આજે ન મળ્યો. તે કંઇ કાર્યનિમગ્ન હતા. વળી તેમની સાથે તેમના કેટલાક એવા મિત્રો હતા કે જેમના દેખતાં તેમણે વાર્તા કરવાનું યોગ્ય ન ધાર્યું; માત્ર ઉ-તાવળા ઉતાવળા એટલુંજ કહી ગયા કે, "આજે વાર્તાદિ કરવાનો અવકાશ નથી. હું કાલે અત્રે આ સમયેજ આવીશ. આજે બરાબર નિર્ણિત કાલે મારાથી અવાયું નથી; જરા મોડું થઇ ગયું છે ક્ષમા કરશો." બ્હેન! આમ કહીને તે ચાલ્યા ગયા."

આશામાં–આવતી કાલે મળાશે એવી આશામાં રમાએ મન વાળ્યું. ચપલા પણ તેવીજ આશામાં અને આજે રમા કંઇક સાંત

થઇ તેથી સહજ શાંતિ ધરી શકી. પણ તેને બિચારીને શાંતિ નજ વળી. બીજે દિવસે, ત્રીજે દિવસે તે પુંડરીકેશ્વર જઇ આવી. સમયના સમય સુધી ત્યાં બેશી રહી, પણ પ્રેમીનો પત્તો તો નજ લાગ્યો. બે ત્રણ દિવસતો જુઠાં બહાનાંથી તે રમાને શાંત રાખી શકી, પણ હવે તે ભાગ્યેજ શાંત રાખી શકશે એમ તેને લાગ્યું. હવે તે પોતાના મનમાં શોચ કરવા લાગી–" હવે શુ કરવું, તે નિષ્ઠુર થયો, તેણે દગો દીધો રમા જ્યારે આ સમાચાર જાણશે ત્યારે તેની શી દશા થસે ? હવે હું તેને શું કહીશ ! તેને માટે હું શું કરૂં ? હવે તો કાંઇજ સુજતું નથી. ગામ છોડી નાસી જવા શિવાય અન્ય માર્ગ હવે નથી. આ જ માત્ર આ આપતિમાંથી નીકળવાનો ઉપાય રહેલો હવેતો મને લાગે છે; પણ રમાને સાથે લેવામાં પણ નાના પ્રકારની વિપત્તિઓ આવવા સંભવ છે, લઇને જવું પણ કયાં ? તે બિચારી હજી તો પરાણે મંદવાડમાંથી ઉઠી શકી છે. તેની રક્ષા મારાથી કેવી રીતે થશે ? હે દીનાનાથ ! હવે તો તારેજ શરણે છીએ. અમે તારાજ હાથમાં છીએ. મારીશ તો પણ તું, ઉગારીશ તો પણ તું." વગેરે વગેરે વિચાર કરતી ચપલા શૈયામાં પડી પડી આખરે નિંદ્રાદેવીને આધિન થઇ ગઇ.

## પ્રકરણ ૯ મું.

### શસ્ત્રાઘાત.

શ્રી સુર્યદેવના અસ્તાચલ ચુડાવલંબી થવાથી પશ્ચિમ દિશા તરફનું આકાશ રકતવર્ણું થઇ ગયું છે. મન્દ મન્દ વાયુ વાયા કરે છે. અનેક પક્ષિગણ કલરવ કરી રહ્યાં છે. આવે સુન્દર સમયે એક બા-વીશ વર્ષનો સુન્દર યુવક પર્વત ઉપરથી ઉતરી રહયો છે, નીચે ભા-ગીરથીનો પ્રવાહ ચાલી રહયો છે. સાયંકાલ થઈ જવાથી આ યુવક અતિ ત્વરાથી ચાલે છે. તેનું મન અત્યારે પ્રસન્ન જણાય છે. પ્રફુ-લ્લિત વદન દેખતાંજ તેના હ્રદયનો ભાવ પ્રગટ થાય છે. જાણે ઇચ્છીત ફલની સફલતાના વિચારમાંજ મગ્ન થતો ન હોય તેમ ચિત્તમાં અનેક પ્રકારના તર્કવિતર્ક થયાં કરે છે. તે થોડેક દુર ગયો હશે એટલામાં

કોઇ સ્ત્રીનો રૂદનધ્વનિ કાને પડયો. યુવક આશ્ચર્ય થઇ ચારે દિશામાં જોવા લાગ્યો પરન્તુ જ્યારે કાંઇ દૃષ્ટિગોચર ન થયું ત્યારે વિચારવા લાગ્યો કે આ શુન્ય વનભુમિમાં આવે સમયે સ્ત્રી જાતીનું આવવું અસંભવ છે. કાંઇ જ નહિ હોય, એ તો મને ખોટો ભાસ થયો. આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં તો શબ્દ પુનઃ સંભળાયો. આથી યુવકનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું. સ્વરનું અનુકરણ કરી સત્વર આતુરતાથી તે દોડયો. થોડે દુર જતાં તેને જણાયું કે એક ઝાડીમાં સુન્દર પંદરેક વર્ષની બાલિકા "હા ! પ્રેમી હા ! પ્રેમી" કહી કહીને વિલાપ કરી રહી છે, તેની સન્મુખ બે વીર પુરૂષ હસ્તમાં અસિ ધારણ કરી ઉભા રહ્યા છે. આ કૌતક દેખતાંજ આપણા આ વીરયુવકને ક્રોધ પ્રાદુર્ભાવ થયો. તેણે ગર્જના કરી કહ્યું:–' અરે દુષ્ટો ! શસ્ત્ર સજીને વીર નામને શું કામ લાંછન લગાડો છો ? ! શુ વીરતા આને કહે છે ? અબલા પ્રતિ બલ પ્રકાશ કરવું નીતિવિરૂદ્ધ નથી ? ! "

આ વીરયુવકની વાત સાંભળતાંજ જે બાળીકા "હા પ્રેમી, હા પ્રેમી" કહી રૂદન કરતી હતી, તે એકદમ તેના ચરણકમલમાં આવી પડી. અને રૂદન કરવા લાગી. વીરયુવક તેનું રૂપલાવણ્ય જોઈ અધિર બની ગયો. તેના મુખકમલમાંથી સહસા શબ્દ નિકળ્યો–" અનુરાગિનિ તમે અહિં ક્યાંથી ? ! ! "

આ શબ્દ સાંભળી તે બાળા ઉલટી વધારે રૂદન કરવા લાગી. વીર યુવકે તેને ધૈર્ય આપી કહ્યું–" હવે ગભરાશો નહિ. ગભરાવાનું કાંઇ પ્રયોજન નથી. તમે નિશ્ચિન્ત રહો ! મારા શરીરમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તમને કોઇ દુઃખ દેનાર નથી." આ ગંભીર વાક્ય સાંભળી તે બે વીરમાંથી એક હાસ્યપુર્વક બોલ્યો—" અરે ! અભિમાની બાળક ! તું વીરતામાં શું સમજે ? વીરતા એ શી ચીજ છે તે તું શું જાણે ? નીતિ કોને કહે છે ? જા તું સીધો સીધો ચાલ્યો જા, તારે આ વાત સાથે શું પ્રયોજન છે ? "

" હે મુર્ખ ! બાલવયી હોવાથી કાંઇ વિદ્યા પણ બાલત્વ ધારતી હશે કે ? "

" તું હજુ અમારા સપાટામાં આવ્યો નથી. વ્યર્થ પ્રાણ ત્યાગવા પડશે " બીજા વીરે કહ્યું.

પ્રથમ વીર:–" અમારા શસ્ત્રાનલમાં પતંગની માફક શા માટે

વ્યર્થ પ્રાણ દે છે. તારૂં સૌન્દર્ય જોઇ અમને દયા આવે છે માટેજ કહું છું."

"મારા પ્રચંડ પતંગ ( સુર્ય ) નો ઉદય થતાંજ દુષ્ટ તમસનો નાશ થઇ જાય છે. અરે નીતિનિપુણ મુર્ખો ! શત્રૂ ઉપર દયા કરવાનું ક્યા શાસ્ત્રમાં લખ્યું છે? !"

"હે અભિમાની મુર્ખ ! તારા ઉપર નહિ પણ તારા વૃદ્ધ માત પિતા ઉપર દયા આવે છે. તેઓ વૃદ્ધાવસ્થામાં પુત્ર શોકથી દુઃખી થશે."

"ક્ષત્રીકુલતિલક રણમાં પુત્રનું મૃત્યુ થયું જોઈ દુઃખી થતા નથી. ભયથી ત્રાસ પામી શરણાંગતનો ત્યાગ કરતા જીવતા પુત્રને જોઈ ક્ષત્રીપિતા લજ્જિત અને અત્યંત દુઃખી થાય છે."

"મને તો લાગે છે કે તારો કાળ હવે આવી ચુકયો છે. કાળજ તને અહિં લાવ્યો છે. ચાલ તારા બળ અને વિદ્યાની પ્રભુતા તો જોઉં ?!"

આ વાક્ય સાંભળતાંજ વીરયુવકનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું અને તે ગર્જના કરી બોલ્યો "અરે નરાધમ દુષ્ટ પામર ! તારૂં યુદ્ધ કૌશલ્ય જાણું છું–ચાલ હું યુદ્ધને માટે તૈયાર છું."

આમ કહી બન્ને વીરો મ્યાનમાંથી તલવાર કાઢી યુદ્ધ કરવા લાગ્યા. બલિષ્ટ અને અસિચાલનમાં પ્રખર આ બન્ને વીરો ક્રોધાન્ધ બની પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, આત્મરક્ષણાર્થે અને જયની ઇચ્છાથી પરસ્પર શતરૂપર આઘાત પ્રત્યાઘાત કરતા હતા. પરન્તુ વિજયી કોણ નીવડશે તે જણાતું નહતું. ઝાડી ધાડી હોવાથી જાણે આકાશ ઘેરાયું હોય તેમ અંધકાર છવાઇ રહ્યો હતો, બન્ને વીરોના શસ્ત્રો વિદ્યુત પ્રકાશમય ભાસતાં આ સમયે જલવૃષ્ટિને બદલે રકતવૃષ્ટિ થતી હતી. આપણા યુવકની અસિના પ્રહારથી પેલા વીર પુરૂષની ઢાલના બે કકડા થઇ ગયા. પરંતુ વીરપુરૂષ પાછો ન હઠયો, આ પ્રકારે એક મુહુર્ત માત્ર ઘોર યુદ્ધ ચાલ્યું. હવે બન્ને થાકી ગયા. બન્નેના શરીરમાંથી લોહીની ધારા નીકળવા લાગી; પરંતુ કોઇ પાછું હઠયું નહિ. આપણા વીરયુવકને ઝટકો લાગવાથી તે બમણો ક્રોધિત થઇ ગયો. હવે તે ખરા સ્વરૂપમાં આવી ગયો. જેમ વિફરેલ સિંહ ગર્જના કરે

છે અને પછાડ મારે છે, તેવી અત્યારે આપણા વીરયુવકની દશા થઇ વીર પુરૂષ અત્યંત શ્રમિત થઇ ગએ હતો. સામર્થ પણ ન્યુન થવા લાગ્યું. તે હવે આઘાત કરી શક્યો નહિ. કેવળ તરવારથી પટા ફેરવી પ્રાણુરક્ષા માત્ર કરતો હતો, આ સમયે આપણા વીરયુવકને અવસર મળ્યો. પરમ ક્રોધથી બલપુર્વક વીર પુરૂષના મસ્તક ઉપર એક પ્રહાર કર્યો. વીર પુરૂષ એકદમ પૃથ્વીઉપર પડયો તેની આ દશા જોઇ તેનો સાથી બીજો વીરપુરૂષ દોડી આવ્યો, અને આપણા યુવક સાથે યુદ્ધ કરવા લાગ્યો. પ્રિય વાચકો! આ અવસરમાં જે સ્ત્રી 'હા પ્રેમી,' કહી રૂદન કરતી હતી, જેને મુક્ત કરવાને આ વિરયુવક આવ્યો હતો, અને પ્રાણને ભયમાં નાંખી ઘોર યુદ્ધમાં પ્રવૃત થયો હતો તે સ્ત્રી અત્યાર સુધી આ સંગ્રામ કૌતુક જોઇ રહી હતી. એકાએક તે દોડી અને કંચુકીમાંથી કટાર કાઢી વીરયુવકના હ્રદયમાં બલપુર્વક આઘાત કર્યો.

આ જોતાંજ ધીરવીર યુવકનું પણ ધૈર્ય જતું રહ્યું. શું કરવું ? તે વિમુઢ બની ગયો. ચૈતન્ય ન રહ્યું. સ્તબ્ધ થઇ ઉભો ઉભો આશ્ચર્ય દ્દષ્ટિથી તે સ્ત્રી સામુ જોઇ રહયો. આગળ હાથ વધી ન શક્યો. પરંતુ સમયનો લાગ શત્રુ જવાદે તેમ ન હતું ? તે વીરપુરૂષ એકદમ બળપૂર્વક યુવક ઉપર શસ્ત્રાઘાત કર્યો. ઝટકો લાગતાં જ યુવક મૂર્છિત થઇ પૃથ્વીપર પડયો. અને તેના શરીરમાંથી રૂધિર પ્રવાહ વહેવા લાગ્યો આ વીર યુવક કોણ તે તો પ્રિયવાંચક સમજી ગયા હશે.

રમાદેવીનો પ્રાણપ્રિય પ્રેમી આજ હતો અને પ્રિય અનુરાગિની ભયમાં જાણી તેને રક્ષવા આવ્યો હતો. પણ અહીં તો અવનવોજ બનાવ બન્યો, અને તેનાજપર ઘા પડયો. આથી વાચકને આશ્ચર્ય થવા સંભવ છે પણ તેનું રહસ્ય આગળ જણાશે.



# પ્રકરણ ૧૦ મુ.

## અમુલ્ય રત્ન.

મુહુર્ત માત્ર દિન અવશિષ્ટ છે. આકાશ નિર્મલ થઇ ગયું છે. મંદમંદ શમીર આવી રહયો છે. ગામમાં ગાય. ભેંસ આદિ ઢોરોનો આવવાનો સમય થયો છે. કૃષિવર્ગ પણ પોતપોતાના ઘેર જઇ કોલાહલ કરી રહયો છે. ચારે દિશામાં પર્વતો ઉપર સુર્યનાં રાતાં કિરણો પડવાથી પીતવર્ણ શોભા થઇ રહી છે. આવે સમયે પણ ગામમાં ઉદાસી છવાઇ રહી છે, ગામમાં સર્વ કોઇ ઉદાસીજ દેખાય છે. એક અતિ સુન્દર ગૃહમાં એક વૃદ્ધ અને એક યુવક ચિન્તાતુર બેઠા છે, વૃદ્ધની અવસ્થા આશરે ૮૫ સેક વર્ષની હશે. શરીર સ્થુલ તેમ જ બલિષ્ટ છે. લલાટમાં ત્રિવલ્લી પડે છે પરન્તુ મુખ સુંદર છે. આ વૃદ્ધ પુરૂષ કોણ છે ? તે ચન્દ્રાપુરીના સુપ્રસિદ્ધ નાગરિક પરાક્રમસિંહ છે. તેમની સાથેના યુવકને તો વાચકો સારી રીત્યે ઓળખે છે. આ વાર્તાની નાયિકા રમાદેવીની સખી શ્રીમતિદેવીના સ્વામી રણવીરસિંહ પોતેજ છે. તેમનો પરિચય પ્રથમ તરંગમાં વાચકોને થયો છે. આ બન્ને ઉદાસવૃત્તિથી ભુમિ તરફ દ્દષ્ટિ નાંખતા બેસી રહ્યા છે મુખ મલિન થઇ ગયું છે. થોડા સમય પછી રણવીરસિંહે વૃદ્ધને ધીરજ આપતાં કહયું:—“ આપ શોચ ન કરશો. કાંઇ જરૂરી કામથી ઓચિંતું ક્યાંય જવું પટયું હશે. એક બે દિવસમાં આવી પહોંચશે. તેમના શોધને માટે મેં એક બે વિશ્વાસુ માણસોને મોકલ્યા છે તે અવસ્ય શોધી લાવશે. ’

“ વત્સ રણવીર ! મને તો આજે અશુભ વિચાર જ આવે છે. કંઇ અનિષ્ટ પરિણામ નિપજ્યું હશે એવો સંશય રહે છે. રખેને તે કોઇ મહા વિપત્તિમાં આવી પડયો હોય ? ખરે એમજ કંઇ થયું હશે નહીં તો તે આવ્યાવિના રહે નહીં. હે પ્રભુ ! હવે હું શું કરીશ ? આ વૃદ્ધ વયે ખરેખર હુ લુટયો, મારૂં સર્વસ્વ નાશ થયું. હે મારા અમુલ્ય રત્ન ! તું ક્યાં ગયો ? તારૂં શું થયું હશે ? હે વિશ્વંભરા તેનો જલદી મેળાપ કરાવ ” આદિ શોકોદગાર કહાડતા આ વૃદ્ધ પુરૂષ અ-

ત્યંત આક્રંદ કરવા લાગ્યા. તેમને શાન્ત્વન આપતાં સમયોચિત ગાંભિર્ય ધારણ કરીને રણુવીરસિંહે કહ્યું:-" મુરબ્બી ! આપ અધિરા ન બનો, હમણાંજ હું જોશી મહારાજને ત્યાંથી આવું છું. તે આવે છે. તેમને પ્રશ્ન કરતાં તત્કાલજ શું હકીકત છે તે આપને જણાશે. આપ આમ વિહ્વળ ન થશો. જોશી મહારાજના પ્રશ્નથી તેની તપાસ માટે જવાનું યોગ્ય લાગશે તો તેમ પણ હું કરીશ, ગામો ગામ ફરીશ, એને શોધી લાવીશ એનો પતો મેળવીશ. એ વાત નિર્વિવાદ સમજશો."

રણુવીરનો તેની શોધમાં જવાનો વિચાર છે એમ જાણતાં વળી તે બબડવા લાગ્યાઃ " હે રણુવીર ! આ તું શું બોલે છે ? વળી તારે પણ જવું છે ? અકને મારાથી દુર મોકલતાં તેને તો હું ખોઇ બેઠો છું. હવે તારે પણ તેમજ કરી આ દુઃખીને વધારે પીડવો છે ? તને પણ પાછો મોકલું તો મારાજેવો મુર્ખ કોણ ? ! અરેરે ! હું તેને કદી આમ મને મુકીને એકલો જવા દેતો નહોતો. તેમાં મેં ભુલ ખાધી અને આ ફળ મળ્યું, ખરે મારી બુદ્ધિ તે વખતે નાશીજ ગયેલી કે મને શું થયું તે હું સમજીજ ન શકયો કે મેં તેને જવા રજા આપી. રણુવીર ! તે ભુલ મેં મ્હોટી કરી છે અને હવે તને મારાથી દુર મોકલવાનું સાહસ હું નહીં કરૂં. અલબત ! કર્તા હર્તા હરિ છે તો પણ માણસે પણ સાવધાન રહેવું ઘટે છે. જો કે તેની મરજી આગળ મનુષ્યપ્રયત્ન કંઇપણ હિસાબમાં નથી, તેની ઇચ્છા આગળ આપણી ઇચ્છા અને પ્રયત્નો સર્વ વ્યર્થ છે અને આપણે માયામાં લુબ્ધ થયેલા પ્રાણીઓ કાલે શું થશે તે નથી જાણતા તોપણ હાથે કરીને કુવામાં પડાયજ નહીં; તેવીજ રીતે યોગ્ય સંગાથ વિના એકવાર તેને એકલો જવા દેવામાં આટલી વિપત્તિ આવી છે તો હવે વળી તને પણ એકલો મોકલી તેવીજ ભુલ હું પાછી ફરી કરૂં ? ના ના તેમ તો નહીંજ બને.'

આ પ્રમાણે બન્ને વાર્તા કરી રહ્યા છે એવામાં ગણુપતિશંકર જ્યોતિષિજીનું શુભાગમન થયું. તેમને આદરપુર્વક સત્કાર આપી બેસાડ્યા પછી પરાક્રમસિંહે હાથ જોડીને પ્રશ્ન કર્યો.

તેમના ઉત્તરમાં જ્યોતિષિજી કુંડળી કહાડી કાગળઉપર કંઇ ગણિત કરી દીર્ઘ કાળપર્યન્ત વિચાર કરી બોલ્યા—

" જે કોઇ કહેવાય તે, ભાઇએ ઉત્તર દિશામાં પ્રયાણ કર્યું હોય એમ જે કોઇ કહેવાય તે ગણિતશાસ્ત્રાનુસાર સિદ્ધ કરી શકાય છે. ત-

ઉપરાંત શસ્ત્રપ્રહારથી રક્ત પ્રવાહ ચાલતો હશે અને આથી તે જે કોઇ કહેવાય તે આપત્તિગ્રસ્ત હશે એમ પણ જે કોઇ કહેવાય તે શાસ્ત્રાધારે અનુમાન થાય છે. કારણ કે જે લગ્નવિષે જે કોઇ કહેવાય તે તેમનું વિગમન થયું તેનાથી અષ્ટમા ગ્રહને વિષે જે કોઇ કહેવાયતે મંગલની દૃષ્ટિ પડે છે તેથી રક્તવિકારની જે કોઇ કહેવાય તે સંભાવના રહે છે. **शस्त्राभि घात परिपिडीत गात्र यष्टि** ॥ જે કોઇ કહેવાય તે અને વળી ચતુર્થ ગ્રહ વિષે શનિએ આવી જે કોઇ કહેવાય તે સ્થાન કર્યું તેથી જે કોઈ કહેવાયતે દુઃખ પડે તે નિશ્ચય."

પરાક્રમસિંહે આતુરતાથી પ્રશ્ન કર્યો—"આપ કહોછો એ વાત સર્વ સત્ય છે. પરન્તુ મારે તો એજ જાણવું છે કે ગમે તે દિશામાં, ગમે તે સ્થિતિમાં પણ તે હયાત છે કે નહિ?"

ગણપતિશંકર—"હાજી, તે જીવિત છે. પ્રાણભય જે કોઇ કહેવાય તે તેમને કિંચિન્માત્ર પણ નથી. કેમકે સપ્તમેશ બ્રહસ્પતિ જે કોઇ કહેવાય તે ઉચ્ચ બની એકાદશ સ્થાનમાં બેઠો છે. અને તેની દૃષ્ટિ લગ્નપર પણ જે કોઇ કહેવાય તે છે. આથી પ્રાણભય લેશમાત્ર પણ ન હોય! તદુપરાન્ત સપ્તમ સ્થાનપર પુર્ણ દૃષ્ટિ છે અને જે કોઇ કહેવાય તે સપ્તમ શુક્ર છે, તેથી "**जीवेन्दुमार्गवबुधाः बहु पुत्र युक्तां रुपान्वितां जनमनोहर रुप शिलाम**" તેથી કરીને પરમસુંદરી પદ્મિનિ સમાન જે કોઈ કહેવાય તે સ્ત્રી પ્રાપ્ત થાય. બ્રેહસ્પત્તિ અને શુક્રનું ફલ જે કોઇ કહેવાય તે અતિ ઉત્તમ છે. ભાગ્યોદય અવસ્ય થશે. આપ ચિંતાતુર લેશ માત્ર પણ ન થશો. વળી "**आदित्यभौम शनयःसुखवर्जीताङ्कुर्वन्ति जन्मनिनरं सुचर चतुर्थ** ॥"આ શાસ્ત્ર વચન સર્વમાન્ય છે જ્યોતિષશાસ્ત્રના મહત્વથી જે કોઇ કહેવાય તે આપ ક્યાં અજ્ઞાત છો? વેદના કાલથી આ શાસ્ત્રનો ઉદભવ થયેલ છે વિદ્વાનોએ તેને વેદનું અંગ માનેલું છે. માટેજ જે કોઇ કહેવાય તે જ્યોતિષ્ય શાસ્ત્રનાં વચનો અસત્ય નિવડ્યાં નથી—નિવડતાં નથી તેમ નિવડેજ નહિ"

પરાક્રમસિંહ—"મારા ભાગ્યમાં એ સુખ ક્યાંથી હોય! જો ઇશ્વરને મને સુખી કરવાનીજ ઇચ્છા હોય તો મને સંતાનજ કેમ ન આપે?! મને પુત્રસુખ નથી એમ માની હું દુઃખી ન થયો. ગમે તેને હું મારા પુત્ર સમાન ગણીશકીશ એવા વિચારથી મેં તેને મારો

પાસે રાખી ઉછેરી મોટો કર્યો હતો મેં તેને પુત્રપેઠે લાડ લડાવવામાં જરા પણ બાકી નહોતી રાખી. હાય ? એ પણ મારા નશીબે ન રહયો, મારૂં ઘર લુંટાઈ ગયું, મારો આજ્ઞાશીલ, વીર, ધર્મધુરંધર સુંદર પુત્ર ઇશ્વરે લઇ લીધો. હું ઘરમાં પણ કેવી રીતે સમજાવું ? તે બિચારી દિવસ રાત રોયા કરે છે, તેને ધૈર્ય કેવી રીતે દેવું ? તે પુછશે કે ' ક્યાં મોકલ્યો છે ?' ત્યારે હું શો જવાબ દઇશ ? હા ! દૈવ ! તને અમારી વૃદ્ધાવસ્થાની દયા ન આવી ? તું ઘણો નિર્દય છે—હાય ! મારૂં અમુલ્ય રત્ન ક્યાં ગયું ? હાય ! દિકરા ! તેં મારૂં કહયું કદાપિ ઉથાપ્યું નથી. આજ અમને કેમ ભુલી ગયો, અમારી શી અવસ્થા થશે તે વિશે વિચરતો કરવો હતો ! હાય ? એક દિવસનો કરાર કરી ગયો તેના તો ચાર દિવસ થઇ ગયા છતાં તારૂં મ્હોં તો નજ દીઠું. તારાવિના એક પળ એક યુગ જેવડી લાગે છે, તારાવિના આ મારા ઐશ્વર્ય સુખનો, આ મારા અગાધ દ્રવ્યનો ઉપભોગ કોણ કરશે ? ઇશ્વરે જ્યારે મને સંપત્તિ આપી ત્યારે મારા ભાગ્યમાં પુત્ર સુખ કેમ ન લખ્યું ? બાઇ ! આખા શ્વેતપુરમાં તારો શોધ કરાવ્યો પણ તારો પત્તો નજ લાગ્યો. હા ! ઇશ્વર ! હું દરિદ્રિ હોત તોપણ પુત્રનું મુખ જોઇ પ્રસન્ન થાત. હે અનાથના નાથ ! હે દીનબંધો ? અમારી રક્ષા કરવી તારા હારા હાથમાં છે. તારીશ તોય તું અને બુડાડીશ તોય તું. આટલું બોલી પરાક્રમસિંહ મુર્છિત થઇ ભુમિ ઉપરપડયા. ઋણાનુબંધ ! તારો પ્રભાવ પણ વિચિત્ર જ છે ! પોતાની સંતતી નહિ હોવા છતાં પણ અન્ય કોઇના પુત્રને પુત્રસમાન ગણી પરાક્રસીંહ કેટલો અગાધ પ્રેમ રાખે છે !? નહીં તો પરાક્રમસીહને આ ખોવાયલા વીર યુવક સાથે શો સંબંધ ? કેવળ ઋણાનુંબંધનોજ ?

રણુવીરસીંહે વૃદ્ધ પુરૂષને મુર્છિત થતા જોઇ જ્યોતીષીજીને દક્ષીણા આપી વીદાય કર્યા અને દાશીપાસે પાણી મંગાવી તેમના ઉપર છાંટયું અને પોતે ધીમે ધીમે પંખો નાંખવા લાગ્યા.

# પ્રકરણ ૧૧ મુ.

## કુટિરવાસી.

બે પ્રહરરાત્રી વ્યતીત થઇ ગઇ છે. ચારેદીશામાં પર્વતો આવી રહયા હોવાથી અંધકાર છવાઇ રહયો છે. વન સણુસણાટ કરી રહ્યું છે. આવનના મધ્યમાં એક નાની કુટીર છે. તેમાં એક નાનો દીપક ઝાંખો પ્રકાશ આપી રહયો છે.

એક ખુણામાં શૈયાઉપર એક યુવક સુઇ રહયો છે, તેને સર્વ અંગઉપર પટી બાંધેલી છે. મુખ નિસ્તેજ થઇ ગયું છે. ચીત્ત ચીંતા. ગ્રસ્ત છે. મનમાં અનેક તરંગોનો ઉદભવ પણ થાય છે અને વીલીન પણ ત્યાંજ થાય છે. આ યુવક ક્ષણમાં પ્રસન્ન થાય છે. ક્ષણમાં ઉદાસ બનેછે, અને ક્ષણમાં આશ્ચર્યપુર્વક વિચાર કરે છે કે "હા! તે પ્રાણાધીકાની સારી રીતે રક્ષા ન કરી શકયો પણ કાંઇ નહીં. તેની સન્મુખ મારૂ શરીર એટલુ પણ કામ આવ્યું એ શું ઓછું સૈભાગ્ય છે? અહા! ત્યાર પછી વહાલીની શી દશા થઇ હશે! તે દુષ્ટોએ તેને કેટલુંએ કષ્ટ આપ્યું હશે? હાય! તે જીવતી હશે કે આત્મહત્યા કરીને મરીગઇ હશે?" વળી એક બીજા વીચારમાં તે મનને પરોવે છે. "હા! વૃદ્ધ માતાપીતાની શી દશા થઇ હશે? એક દીવશનો કરાર કરી આવ્યો હતો પણ આજકાલ કરતાં પાંચ દિવસ થઇ ગયા." વળી જરાક સંશય લાવી વીચાર કરે છે. પણ "પ્રાણવલ્લભા! એવા ઘોર સમયે ત્યાં કેમ આવી હશે? તેની ભગીની સાથે કેમ નહોતી? એકલું આવવાનું કારણ શું?! એ દુષ્ટોના હાથમાં કેવી રીતે આવી પડી?! કદાપી મને મળવાને આવી હોય, પરન્તુ એકલી કેમ આવે! તેની ભગીની કદાપી કાર્યમાં વ્યવસ્તીત હોય તેથી ન આવી શકી હોય અને પ્રીય અનુરાગીની એકલી નીકળી ચાલી આવી હોય એને રસ્તામાં એ દુષ્ટોનો મેળાપ થયો હોય. પરન્તુ એમ હોય તો તે મારાપર પ્રહાર કેમ કરે! હું તો તેને અર્થે પ્રાણ આપી રહયો હતો! કદાપિ અંધકારને લીધે દેખાયું ન હોય અને શતરૂને બદલે ભુલથી મારા ઉપર આઘાત કર્યો હોય! આ સર્વ સંશયોનો વીચાર કરતાં મારૂં મન

શુ ચવાંગ્રમાં પડે છે. મારી બુદ્ધીનો ઉપયોગ હું અહીંયાં નથી કરી શકતો. અહા ! તે કેવા મધુર સ્વરથી " હા પ્રેમી, હા, પ્રેમી !" ઉચ્ચાર કરી રહી હતી. અહા ! તે ઝગી હું કદાપી નહીં વીસરૂ. અરેરે ! હું તો અશક્ત થઇ ગયોછુ'. ઉઠવા બેસવાનું સામર્થ્ય પણ નથી રહ્યુ'. હું તેને કેવી રીતે મળુ ! પ્રાણ પ્યારી ! હવે તો તુંજ મળેતો.

"ફરી ચુમ્બન રસ પ્રેમથી રેસી નાંખુ. !"
"મુજ વીશાળ હ્રદય તેહ સદા રાખુ' ! !!"

* * *

વ્હાલી પ્રીય અનુરાગીની,

"જો દીધી હોત મુજને શુભ પાંખ દેવે
તો દેહ પીડ વોરહાનળની શુ' સેવે ?
આવી, ઉડી મળુ' તુને મુજ દુઃખ ગાઉં. !
આનન્દ માની મનમાંહી' કૃતાર્થ થાઉં ?"

હાય ! મ્હારા ભાગ્યમાં એ સુખનો અનુભવ કરવાનું ક્યાંથી હોય ! આતો સર્વ ક્યાંથી–મ્હારા જેવા ભાગ્યહીન માટે ક્યાંથી સંભવે !

"આતો વીન્તેગી ક્ષણ ગાળવાના
મીથ્યા પયત્નો મન મારવાના"

આ પ્રકારે વીચાર કરતો તે યુવક શય્યામાં પડયો. વાંચકો આ યુવકને ઓળખી તો ગયા હશો ? પરાક્રમસીંહનું "અમુલ્ય રત્ન" અને રમાદેવીનો પ્રેમપાત્ર પ્રેમી પણ આજ. તેની ચીન્તાઓનું, તેના સંશયોનું નીરાકરણ કરવું એ કેટલુંક આ સ્થળે અગત્યનું છે. રમાદેવીના મીલનાર્થે આવતાં માર્ગમાં દુષ્ટ યુવકોનો તેને મેળાપ થયો હતો. આ યુવકો અન્ય કોઇજ નહી પરંતુ છઠ્ઠા તરંગમાં પરીચય કરાવેલા વીરસીંહ તેના ખટપટી મીત્રોજ હતા. પોતાના પ્રયત્નમાં નીષ્ફળ નીવડયા માની તેમણે આ અન્યાય ભરેલો માર્ગ લીધો હતો. આ આપણા વીર યુવક ઉપર આઘાત કરનાર "હા પ્રેમી ! હા પ્રેમી" નો મૃદુ સ્વરથી ઉચ્ચાર કરનાર શ્રી તેની પ્રાણપ્રીય અનુરાગીની નહોતી–તે ખરી સ્ત્રી પણ નહોતી, પરન્તુ તેમનામાંના એકે રમાદેવીનો—યુવકના હ્રદયમાં વસેલી અનુરાગીનીનો વેશ ધારણ કર્યો હતો–તેજ "હા પ્રેમી ! હા પ્રેમી !" નો ઉચ્ચાર કરી રૂદન કરવાનો ઢોંગ કરતો હતો, તેણેજ લાગ જોઇ આપણી વાર્તાના નાયક રમાદેવીના પ્રાણપ્રીય પ્રેમી અને પ

રાક્રમસીંહના "અમુલ્ય રત્ન" ઉપર આઘાત કર્યો હતો. વાચંકોને આ સ્થળે આટલોજ પરીચય કરાવવો ઉચીત ધારી આપણે કુટીરમાં પાછા જઇએ

આ યુવક આ પ્રમાણે વીચારકરતો શય્યામાં પડયો હતો એટલામાં કુટીરવાસી મહાત્માએ પ્રવેશ કર્યો. તેમનું વય આશરે એંશીએક વર્ષનું હતું; પરન્તુ શરીર હષ્ટપુષ્ઠ ગૌર અને સુંદર હતું. તેમનુ' ઉન્નત લલાટ, પ્રશસ્ય હ્રદય, ભુજદ'ડ જોવાથી તે કોઇ પુરૂષાર્થિ વીર પુરૂષ છે. એવું ભાન થતું હતું. કુટીરવાસી મહાત્માએ આપણા વીર યુવકને પુછ્યું– "કેમ બેટા તબીયત કેમ છે, શા વીચાર કરે છે?"

યુવક—"આજ તો આપના અનુગ્રહથી કાંઇક આરામ થયો છે. હું મારી પૂર્વઘટનાનો વીચાર કરી રહયો છુ'"

કુટીરવાસી મહાત્મા–પ્રીય પુત્ર! શોચ ન કરવો, તાર' ચીત્ત દુઃખી થશે. શરીર બહુ ક્ષીણ થઇ ગયું છે. શોક કરવાથી, કૃશતા અ-ધીક થતી જાય છે".

આ પ્રમાણે કહી કુટીરવાસી મહાત્માએ યુવકને કાંઇક ખાવાનુ આપ્યું. યુવકે તે લઇ–જમી પાણી પીધું. તેના જમી રહ્યા પછી કુટી-વાસી મહાત્મા પણ ભોજન કરવા બેઠા.

વાચકો? આપણા વીર નાયકને આ પરોપકારી મહાત્માને સોંપી આપણે રમાદેવી અને ચપલા તરફ સ્વેતપુર પાછા જઇએ.

# પ્રકરણ ૧૨ મુ.

## મેમીના વેશમાં છદ્મવેશી.

પ્રેમી આજ મળશે કાલ મળસે, આદી વચનોથી ચપલાએ રમા-દેવીને આશ્વાસન આપ્યુ. અથી તેની પ્રકૃતી દીવસે દીવસે સારી થતી ગઇ તેની બાહયોપાધીનો ઉપાય થયો. તેના મામા શીવભદ્ર તેને સાજી થતી જોઈ વીવાહનીપુનઃ તૈયારી કરવા લાગ્યા. મુહુર્ત પણ નકકી કર્યુઆજોઇ રમાદેવી ગભરાઇ; ચપલાવાળા ખ'ડમાં જઇ આ સમાચાર કહી ચોધાર આંસુએ રોવા લાગી.

"રમાદેવી ધૈર્ય ધર, ચિંતા કરવાથી કામ સરશે નહીં. હવે શું થાય છે તે હું જોયા કરૂં છું. હું તો કેવળ સમયનીજ પ્રતીક્ષા કરૂં છું. સમય ઉપરજ વિચાર કરિને વર્તન કરીશ." ચપલાએ રમા દેવિને ધીરજ આપતાં કહ્યું.

"ચપલા! તેં યાત્રા જવાનો વિચાર કર્યો હતો તે પણ ન બન્યું. મામાજી તો મારા કહ્યા ઉપર જરા પણ ધ્યાન નથી દેતા. તે તો લગ્નની સામગ્રીની તૈયારીમાં જ મગ્ન રહ્યા છે."

"એથી શું તું પરણી ચુકી કંઈ? તું કેમ ગભરાય છે! જ્યાં સુધી આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી કોઇનું ધાર્યું થવાનું નથી. યાત્રાએ તો તારી નિર્બળતાને લીધેજ ન જવાયું."

"પણ હજુ એ પ્રેમીનો પત્તો તો ન જ લાગ્યો ને!?"

"તેની ચિંતા મને છે. હું તેનીજ શોધમાં ફરૂં છું. ઇશ્વર કરશે તો પરિણામ સારૂંજ આવશે."

"હવે શું બાકી રહ્યું છે? કાલ તો લગ્ન છે. હવે શોધ કરવાને સમય ક્યાં છે! લગ્ન થયા પછી શું થઇ શકશે? હિંદુ લગ્ન એક વખત થયું તે પછી ફરી શકે તેમ છે? એ 'બ્રહ્માક્ષરની મેખ પીટાવી નહિ પીટે' પછી તો પ્રાણ ત્યાગનો રસ્તોજ માત્ર બાકી રહ્યો, હા જગદીશ્વર! તારી શી ઇચ્છા છે, તે કાંઇ સમજાતું નથી! હે દયાસિંધુ, સચ્ચિદાનંદ મંગલમય પ્રભો! તું રક્ષા કર્ય! કોણ જાણે કયા જન્મનાં પાપને લીધે આ દુઃખ ભોગવું છું."

રમાદેવીની આ દશા જોઇ ચપલા પણ વિચાર શુન્ય બની ગઇ. એટલામાં એક પરિચારિકાએ આવી, ચપલાના હાથમાં એક પત્ર આપી કહ્યું:—

"આ પત્ર એક યુવાન પુરૂષ આપને પહોંચાડવાને માટે આપી ગયો છે."

દાસીને ધ્યાનપૂર્વક નિહાળી હાથમાંથી પત્ર લઇ વાંચવા માંડયો.

શ્રી પ્રાણાધિકે અનુરાગિની!

હું તને વિસરી નથી ગયો. પરન્તુ અહર્નિશ તારૂંજ સ્મરણ કર્યાં કરૂં છું. કાંઇક આપત્તિમાં આવી પડયાથી નિયમિત સમયે મળી શકાયું નથી. અપરાધ ક્ષમા કરી પૂર્વોક્ત સ્થાનમાં દર્શન દઇ કૃતાર્થ કરશો.

તારો પ્રેમી.

ચપલાએ હર્ષિત થઇ રમાદેવીને આ પત્ર વાંચી સંભળાવ્યો– રમાદેવીના હર્ષનું તો પુછવુંજ શું ? તરતજ તે તૈયાર થઇ ગઇ. ચપલાએ તેમ કરવા ના કહી અને કહ્યું " રમા ! પહેલાં હું જઇ આવું. પછી તું આવજે." પરન્તુ રમાદેવીએ આ વાતનો સ્વીકાર ના કર્યો અને રાત્રિ સમયે બન્ને શ્રી પુંડરીકેશ્વર તરફ જવા નિકળ્યાં. શ્રી પુંડરિકેશ્વરની પાસેના ઉપવનમાં પહોંચતાં તેમણે એક સુંદર શિલા ઉપર પ્રેમીને દીઠો. તે જોતાંજ રમાદેવીનું હ્રદય વિકસિત થઇ ગયું. પરંતુ મુખમાંથી એક શબ્દ પણ ન નિકળ્યો. કેવળ ચકોરીની માફક એક નજરે નિહાળી તેના મુખેન્દુ છબી રસનું પાન કરતી ઉભી રહી. પરન્તુ પ્રેમીની દષ્ટિ રમાદેવીના કરતાં ચપલા તરફ વધારે હતી. ચપલાએ ગંભીર ભાવથી કહ્યું. " વાહ ! આપે આપની પ્રતિજ્ઞાનું પાલન ઠીક કર્યું ? આપ એ પ્રમાણે અવિનયી થશો એવું મેં નહોતું ધાર્યું. "

પ્રેમીએ હાસ્ય કરી કહ્યું—" હા ! હું તમારો અપરાધિ છું– ક્ષમા કરશો. ! "

મેં તો પહેલેથીજ રમાને કહ્યું હતું કે ' બહિર ઉપાધિ ' જોઇ પ્રીત ન કરીએ. પરન્તુ તેમાં આપનો પણ દોષ શો ? આપ પુરૂષ જાતિ. સ્ત્રીઓના પ્રેમનું તમને કયાંથી ભાન હોય ?

" મને શરમ લાગે છે—ચપલા ! મને વધારે શરમાવવો તને યોગ્ય નથી. "

" ચપલા " શબ્દ શ્રવણે પડતાંજ ચપલા કાષ્ટવત્ થઇ ગઇ. ધ્યાનપૂર્વક પ્રેમી તરફ જોવા લાગી. તેનું ચિત્ત ચપળ તરંગોથી તરંગીત થવા લાગ્યું. તે જાણતી કે પ્રેમી તેનું ચપલા નામ કદાપિ જાણતો નહોતો. તે તો તેને ' અભાગિની ' ' અનુરાગિની ' 'નીર્ભાગિની' એજ નામથી ઓળખતો હતો–વળી વધુ સમય નિહાળતાં તેને ખાતરી થઇ કે હું ફસાઇ ગઇ છું, આ ખરો પ્રેમી નથી; પરન્તુ પ્રેમીના વેશમાં આવેલો કોઇ કપટી છદ્મવેશી છે. હવે શું કરવું ? રમાદેવીની રક્ષા કવી રીતે કરવી વિગેરેનો વિચાર કરતાં તે શોક સાગરમાં નિમગ્ન થઇ ગઇ. આખરે ધૈર્ય ધરી પોતાના મનનો ભાવ ન સમજાવતાં બોલી " પ્રિય ! હવે રાત્રિ અધિક વ્યતીત થઇ ગઇ છે. ઘરનાં બધાં જાણશે તો ગુસ્સે થશે. વળી આ સમયે એકાંત સ્થળમાં અમને કોઇ જુએતો

અમારાપર અનેક દોષાક્ષેપ થાય. આપ હવે અમને જવાની આજ્ઞા આપો! અમે કાલ તમને ફરીથી મળશું."–

પ્રેમીના વેશમાં આવેલો છદ્મવેશી ચપલાના મનનો ભાવ સમજી હાસ્ય કરીને બોલ્યો;–" ચપલા તું અતિ ચપલ સ્ત્રી રત્ન છે. તારી બુદ્ધિની જેટલી પ્રશંસા કરૂં તેટલી ઓછી છે. હું તારા ચાતુર્યથી પરમ સંતુષ્ટ થયો છું–પરંતુ તું જવાનું કહે છે તે તો નહિંજ બને–હું લાચાર છું."

ચપલા હવે ક્રોધ સમાવી શકી નહિં તેની આંખ લાલચોળ થઇ ગઇ. ક્રોધ કરી તે બોલી–" અરે? દુષ્ટ! કપટી! હું તને સારી રીતે ઓળખું છું. પરન્તુ મુર્ખ! સ્ત્રીઓના પરાક્રમથી તું હજી અજ્ઞાન છે."

રમાદેવી આ સર્વ વાર્તા જડવત્ ઉભી રહી સાંભળ્યા કરતી હતી તેના હૃદયમાં ઉઠતા આવેશોનો યોગ્ય ચિતાર આપવાને, તેમ તેને થતા કષ્ટનું યથાર્થ વર્ણન કરવાને લેખિનિ તો અસમર્થજ છે. જેને વીતી હોય તેજ આ વેળાની કલ્પના કરી શકશે; કેટલોક સમય મૌન રહ્યા પછી તે છદ્મવેશી પુરૂષે હાસ્યમુદ્રાથી કહ્યું:—

" ચપલા! બોલ જોઇએ. તું શું કરી શકે તેમ છે?"

" શું કરી શકું તેમ છું? જે હું કરી શકું છું તે! મારી પ્રતિજ્ઞાનું રક્ષણ કરનાર તું જો, આ છે." તેણે કમરમાંથી કટાર કાઢીને વધારામાં કહ્યું, " તારા જેવા પામરને યોગ્ય સજા આપવા આ બસ છે."

" શું તું મારી સાથે યુદ્ધ કરવા ધારે છે?"

" ના, હું અબળા યુદ્ધમાં શું સમજું? તો પણ મારૂં રક્ષણ તો કરી શકુ. મારી પ્રતિજ્ઞાનું પાલન તો કરી શકું. તું જો જરા આઘો આવ તો ખબર પડે. તારો ભોગ તો આ કટાર લેવા યોગ્ય છેજ અને કદાચ તેમ નહીં થાય તોપણ મારો :અને મારી રમાનો ભોગ તો તે કટાર લેશેજ અને તેમ કરતાં પણ મારી પ્રતિજ્ઞાતો પળાશેજ. હે દુષ્ટ! સ્ત્રી સાહસ કેટલું કરી શકે તેનો હજી તને ખ્યાલ નહીં થતો હોય?!"

આગ્રહપૂર્વક ઉચ્ચારાયલાં ચપલાનાં આ આવેશી વાક્યો સાંભળતાં તે કાપટ્યવેશી પુરૂષનું ધૈર્ય નાશ પામ્યું. તેનાથી આગળ નજ

વધાયું. અને "ચપલા! કહયું માન, નહીં તો પછી પસ્તાવો થશે અને આ મારાં વચનો તને સાંભરશે" એટલુંજ તે બોલી શકયો.

ચપલાએ તેના શબ્દોની ઓછીજ સ્પૃહા રાખી અને રમાને સાથે લઇ ચાલી. તે છદ્મવેશી પુરૂષ તેના પ્રયાણ માર્ગના સ્હામુંજ જોતો ઉભો રહયો.

## પ્રકરણ ૧૩ મું.

### ચપલાનો પત્ર.

એક સુંદર સુપ્રશસ્ત ગૃહમાં દીપમાલ રચના રચાઇ છે. ત્યાં દિવાનખાનામાં એક શય્યા ઉપર લક્ષ્મણસિંહ સર્વાંગ ક્ષતેથી પિડિત, સુતેલા દૃસ્યમાન થાય છે. તેમનામાં ઉઠવા બેસવાનું સામર્થ્ય જરાયે નથી. સમિપે બેઠેલા વીરસીંહ અને રત્નસિંહ ઉપચારો કર્યા કરે છે. એવામાં ગંભીર મુખમુદ્રાથી વીરસીંહે પ્રશ્ન કર્યો:—

"કેમ હવે પ્રકૃતિ કેમ લાગે છે?"

"કંઇક ઠીક છે. હૃદયમાં દુઃખ તો થાય છે પણ પ્રથમ કરતાં કંઇક વિશેષ આરામ છે."

"મારાથી તો ઉભાં ઉભાં જોયાં કરવા શિવાય તે વખતે કંઇ જાણે બનીજ ન શકયુ ને." રત્નસિંહે કહયું.

"જે થયું તે યોગ્યજ થયું છે. એક પુરૂષની સ્હામે બે વ્યક્તિએ લઢવું તે યોગ્ય ન ગણાય." લક્ષ્મણસિંહે ઉત્તર વાળ્યો.

"તે પુરૂષ એટલો બલીષ્ટ હશે એમ આપણું ધારવું નહોતું." વીરસીંહે કહયું.

"રત્નસીંહે ઉત્તર આપ્યો–ખરેખર તે શસ્ત્રવિદ્યામાં પરમ દક્ષ હતો તેથી આપને એકલા યુદ્ધ કરતા જોઇ મારાથી......"

"લક્ષ્મણસીંહ તેની સાથે યોગ્ય રીતે લડયા." વીરસીંહ બોલી ઉઠયો.

"વય તેની નાની હતી છતાં ખરૂ જોતાં—"

" લક્ષ્મણસીંહ બોલતા હતા એવામાં રત્નસીંહ વચ્ચે બોલ્યા–"

" કંઇ નહીં એ તો હાથ ન કપાયો હોત તો ઓછો જ પરા જય થવાનો હતો ! "

" ના, ના, આતો વિજય છે. " લક્ષ્મણસિંહે કહ્યું.

" હા. વિજય તો એક રીતે ગણાય પણ તે કપટથી."

ઠીક, વળી એમાં કપટ શાનું. ? "

" દાસીના રૂપમાં જઇ ચપલા અને શીવભદ્રની વાતો સાંભળી તેમનો વીચાર જાણી લેવામાં અને શ્રીમતિદેવીના વેશમાં સરલહૃદયા રમાને છેતરવામાં કપટનો પ્રયત્ન નહીં તો બીજુ શું ? "

" હવે એ તો ચતુરાઇ–ભેદ, અને રાજનીતિનો મુખ્ય ઉદ્દેશ. "

" પરંતુ રમાદેવીના વેશે તે વીરના ઉપર આઘાત અનુચિત્ત ન ગણાય? તેમ બેના પરસ્પર યુદ્ધમાં ત્રીજાએ આવી ઘા કરવો એ શું કપટ નહી. ? "

" ના, ના, એમાં કપટ શું ? ગમે તેવી રીતે પણ શતરૂનો પ-રાજય કરવો જ જોઇએ. "

" પણ તેણે તમારૂં શું બગાડ્યું હતું. તે શતૃ કેવી રીતે? "

" તે તમે ક્યાં નથી જાણતા ? "

" કેવળ સ્વાર્થ ! અન્ય શું ? ! "

" આપનું કહેવું યથાર્થ છે. ગોસ્વામી તુલસીદાસનું પણ એજ કહેવું છે કેઃ—

'સુરનર મુનિની યાહિ રીતિ,
'સ્વારથ લાગી કરે સબ પ્રીતિ'

" પણ આટલું કર્યાં છતાં પણ ઇષ્ટાર્થની પ્રાપ્તિ તો ન થઇને ! ? "

" તે કાંઇ હાથમાં છે. ચપલા ખરેખર એક વીરાંગના છે. તે-ની આગળ આપણી સર્વ યુકિતઓ જાણે નિષ્ફળજ જાય છે. પણ હવે કાલ શું થાય છે તે જોઇએ. "

લક્ષ્મણસિંહે કહ્યુંઃ—" આપે તેના હાથમાંથી કટાર શું કામ ન પડાવી લીધી. ? "

" તે કાંઈ સહેલું નહોતું તો ! તેમ થતાં કાં તો હું જાત કે એ જાત. તે કાંઇ સામાન્ય સ્ત્રી નહોતી કે એકદમ ડરી જાય. "

" આપે જે કર્યું તે યોગ્ય જ કર્યું. સ્ત્રીનો વિશ્વાસ જ નહીં. તે જાત ઘણી સાહેસીક ગણાય છે. તે પ્રાણુની ઓછી જ પ-રવા રાખે છે. ! ! "

આ પ્રમાણે પરસ્પર વાર્તા ચાલે છે એવામાં એક નોકરે આવી રત્નસીંહના હાથમાં એક પત્ર આપ્યો અને કહ્યું:—" એક દાસી આ પત્ર આપી ગઇ છે. "

પત્ર વાંચવા માંડતાં, તેમાં નીચે પ્રમાણે લખેલું જણાયું:—

" શ્રી સકલગુણગરીષ્ટ સર્વ કળા સંપન્ન કપટી મહાશય !

આપને ધન્ય છે! વીર નરો તો પોતાનું બળ અબલા ઉપરજ વાપરે ! ! આપને સવીનય એજ લખવાનું કે આપ જો આપના ય-થાર્થ કર્તવ્યને સમજો અને તે ઉપર વીચાર કરો તો આ આપનું કૃત્ય આપનેજ યોગ્ય નહીં લાગે. આપ તેમ કરવા જરા શ્રમ લેશો તો મોટો આભાર. હજુ આપને બહુ જનનું કામ નહીં પડયું હોય ! આવી આપની આ પ્રથમ કૃતીજ હશે એમ ધારી હું આપને ક્ષમા આપું છું, પણ જો હવે વધારે આપની દુષ્ટકૃતીમાં આપ પ્રવૃત રહેશો તો નક્કી જાણજો કે આપ પસ્તાશો; આપને લજીત થવું. પડશે. માટે પ્રથ-મથીજ સમજશો તો ઠીક છે. લી. એક પ્રચંડ અબલા. "

રત્નસીંહે ક્રોધાવેશમાં પત્રને ફાડી નાંખ્યો. અને કહ્યું:—

" ઠીક છે, સમજીશું—કાંઇ ચીંતા નહીં. ચપલા–દુષ્ટા તારો અભીમાન ઉતારૂં તોજ મારૂં નામ રત્નસીંહ. તું પણ જાણીશ કે તારા માથાના મળ્યા હતા. "

ક્રોધથી રત્નસિંહનું મુખ લાલચોળ થઇ ગયું; વીરસીંહે તેમ-ને શાંત પાડતાં કહ્યું—" આપ હાલમાં શાંત થાઓ. તેને ક્ષમા કરો વખત આવ્યે જોઇ લઇશું. ભોજનનો સમય થઇ ગયો છે, રાત્રી ઘણી વીતી છે. માટે હાલ તો ચાલો. કાલે કરવા યોગ્ય કરીશું. "

બન્ને ઉઠી ત્યાંથી ભોજન કરવા ગયા અને લક્ષ્મણસીંહને એક સેવકની સંભાળ નીચે ત્યાંજ સુતેલા રાખ્યા.

# પ્રકરણ ૧૪ મું.

## બે પથિક કુટિરમાં.

મધ્યાન્હના સમયે પહાડી વનભૂમીને પ્રચંડ માર્તંડનાં પ્રખર કીરણોએ પૂર્ણ આવેશથી અત્યંત ઉતપ્ત કરી દીધી છે. પશુ પક્ષી સર્વ સુર્ય તાપથી તપીત બજ્યાં ઝજ્યાં પોતપોતાના સ્થાનમાં નીઃશબ્દ વીશ્રામ લેતાં પડયાં રહ્યાં છે. સર્વત્ર ઉગ્ર શાંતતા પ્રસરી છે. એવા ઘોર સમયે એક બે સુંદર વદનવાળા યુવા પ્રાપ્ત થયેલા આપત્તીગ્રસ્ત યુવકો ઉત્તર દીશાપ્રતી પ્રયાણ કરી રહ્યા છે. સુર્યના તાપથી—ક્ષુધા તૃષાથી અને શ્રમથી તેમનાં ચન્દ્રકમળસમ મુખકમળો કરમાયાં છે, અને આથી એમ સ્પષ્ટ થાય છે કે આ ઉભય સુકુમારો કંઈક મહા કલેશથી સંતપ્ત ઘણા દુર સ્થાનેથી આવતા હશે. અત્યંત શ્રમથી શ્રમીત થઈ જઈ એક યુવક સમીપસ્થ એક વૃક્ષ નીચે બેસી જતાં પોતાના સાથીને કહ્યું.

" રમ્યસીંહ હવે ક્ષુધા તૃષા અત્યંત દુઃખ દે છે. ચાલવાની પણ શકતી નથી. કંઈથી જળ મળે તો પીવાય. ગ્રીષ્મને લીધે તાપ તો હોય જ તેમાં પણ આજ તો વળી આકાશ સ્વચ્છ છે એટલે અધીક ગરમી પડે છે."

" કુસુમ, સહેજ ધૈર્ય ધારી થોડે દુર ચાલો. જો કોઈ નદી આવે તો જલ પી લેજો."

" હવે તો મારાથી નહીં ચલાય, જીભ ગભરાય છે. "

" ગભરાવાનો સમય નથી. ધીમે ધીમે ચાલીને પણ કોઈ યોગ્ય વીશ્રામ સ્થાને તો જવુંજ જોઈએ. હે પ્રભુ કેવો વીકટ સમય."

" ઠીક, આપણા પ્રારબ્ધમાં જ દુઃખ તો કોઈ શું કરે, ચાલો ભાઈ. "

ધીમે ધીમે બન્ને આગળ ચાલવા માંડયા. થોડે દુર જતાં વળી રમ્યસિંહે અધીરાઈથી પૂછ્યું—" શું તને માર્ગની ખબર નથી ક્યાં સુધી ચાલવું પડશે. ? તેમ કોઈ મનુષ્ય પણ દેખાતું નથી કે તેને પુછ્યા

કે જળીનું સ્થાન અહીં ક્યાં હશે. હે પ્રભો !"

"હવે બહુ દૂર નહીં જવું પડે, જાઓ પણે એક કુટીર જ-ણાય છે ત્યાં વિશ્રામ લઇશું. ઇષ્ટ્ઞ્ અ તો ત્યાં કોઇનું કોઇ હશેજ.'

આખરે બન્ને તે કુટિર પાસે પહોંચ્યા. તેનું બારણું બંધ હતું રમ્યસીંહે કમાડ ખખડાવ્યાં તેના ઉત્તરમાં અંદરથી શબ્દ આવ્યો— 'કોણ ?'

'એ પથિક'

કુટિરવાસી એક વૃદ્ધ સાધુએ કમાડ ઉઘાડયાં. અને આ બે સુંદર યુવાનોને જોતાં આશ્ચર્યથી પૂછયું–"આ દારૂણ સમયે આપ અત્રે ક્યાંથી અને ક્યાં જાઓ છો ?'

'કૃપા કરી આપ પ્રથમ અમને થોડું જલ આપો અને પછી અમારૂં સર્વ વૃત્તાંત આપને નિવેદન કરીશું.'

આ પ્રસંગે આ બન્ને યુવકોનાં મુખારવિંન્દ્ર તાપથી એવાં રક્ત બની ગયાં હતાં કે જાણે રક્તશ્રાવ થશે. તેમના સૌન્દર્યમાં જો કે આ-થી વધારો તો થયો હતો.

સાધુજીએ બન્નેને અંદર લઇ, શીતલ જળ પાયું અને કેટલાંક પક્વ ફલ આહાર થૈં આપ્યાં. ઘણીજ ખુશીથી અને આભાર સાથે તેમ-નો તે બન્નેએ સ્વીકાર કર્યો. થોડીવાર પછી સ્વસ્થ થતાં રમ્યસિંહનાં ચક્ષુઓ તે કુટિરમાં ચારે તરફ ફરી વળ્યાં. એક ખૂણામાં એક શય્યા ઉપર કોઇ સુતેલા શરીર ઉપર તે ચક્ષુ દોડયાં અને તે મહાત્માને તેણે પૂછયું:—'આ શય્યા ઉપર કોણ છે ? કૃપાનાથ !'

'તેમની કથા ઘણી લાંબી છે. આપ શાંત થાઓ. હું અવશ્ય આપને આપ નિશ્ચિંત થતાં તેનો સવિસ્તર હેવાલ કરીશ. પ્રથમ આપનું વૃત્તાંત મને જણાવો.'

રમ્યસિંહે પોતાનું વૃત્તાંત શરૂ કર્યું:—

'અમે બન્ને એક જમીનદારના પુત્ર છીએ. મારૂં નામ રમ્ય-સિંહ છે અને આ મારા નાના ભાઇનું નામ ચપળસિંહ છે. અમે બન્ને શ્વેતપુરના રહીશ છીએ. અમે ચન્દ્રાપુરી જતા હતા પણ માર્ગભ્રમ થતાં અહીં આવી ચડયા.'

'શું ચન્દ્રાપુરીમાં પણ આપની જમીનદારી છે ?'

'ના, જી ત્યાં જમીનદારી તો નથી પરંતુ અમારા એક મિત્રનું ત્યાં નિવાસસ્થાન છે. અમે તેને ત્યાં જતા હતા.'

સાધુ મહાત્મા શાંત થયા. કંઇક કાળ મૌન રહી પછી તેમણે રમ્યસિંહને કહ્યું:–'આપ અહીંજ રહો. અહીંથી બેએક ગાઉ દૂર શિવપુર ગામ છે ત્યાં કંઇ કારણસર મારે જવાનું છે. પાછલો પહોર હવે થવા આવ્યો છે. ત્યાંથી હું સાંજરે પાછો આવીશ ને મારો સર્વ હેવાલ હું આપને કહીશ. આજ જવાનું માંડી વાળો. કાલે હું માર્ગ બતાવવા આપની સાથે આવીશ. આપ આજે થાકી ગયા છો, તેમ આપનું ચિંતવ્યસ્થાન પણ દૂર છે.'

'જેવી આપની આજ્ઞા. તે અમે ઉલ્લંઘન કરી શકીએ તેમ નથી.'

સાધુ મહારાજ ચાલ્યા ગયા અને બન્ને યુવકો વાર્તાલાપ કરવા લાગ્યા.

રમાએ ધીમેથી કહ્યું:—

'ચપળસિંહ! હવે લાગ સારો છે. અહીંથી પલાયન કરવું જોઇએ.

'કેમ વારૂ! અહી કાંઇ ભય છે?

"શું ખબર વળી કેવીએ આપત્તિમાં આવી પડીએ.'

'હવે શું બાકી છે? જે થવાનું હતું તે તો થઇ ગયું છે.'

'ત્યારે હવે શું કરવું?'

'હવે તો મહાત્માશ્રીની આજ્ઞા પ્રમાણેજ વર્તવું અને માર્ગ પૂછવો.

'હવે તો રાત્રિ પડશે. પછી કેવી રીતે માર્ગ સુજશે.'

'આજ રાત્રિ અહીંજ વ્યતીત કરીશું તો કાલે પ્રાતઃકાળમાં પ્રયાણમાં શી હાની છે!'

'પરંતુ આપણી શોધમાં કોઇ અહીં આવી ચડશે તો.?

'હવે આપણને કોઇ શું કરી શકનાર છે?'

કંઇક ક્ષણપર્યન્ત શાંત રહી રમ્યસીંહે ઉલ્લાસ ભાવથી કહ્યું:–

'અરેરે જે ઇષ્ટાર્થની સિદ્ધિઅર્થે આપણે આટલો શ્રમ લીધો તેનો તો પત્તો ક્યાંઇ નજ લાગ્યો.'

તે પણ કોણ જાણે કેવી મહઆપત્તિમાં હસે! હે પ્રભુ તું કરે તે ખરૂં!'

'હાસ્તો. તેમની ફરીએ દશા હશે. પરંતુ પ્રેમી નિષ્ઠુર હૃદયી તો બહુ હો !'

પ્રેમીનું નામ સાંભળતાંજ શય્યા ઉપર સૂતેલી આકૃતિ ચમકી ઉઠી અને આ સુન્દર મુખાકૃતિવાળા યુવકો પ્રતિ આશ્ચર્યથી જોતાં તેમને પૂછ્યું:—

'આપ કોણ છો ?'

આ મધુર સ્વર શ્રવણ કરતાં જ કુસુમે તે કુટિરવાસી યુવક આકૃતિ પ્રતિ જોયું જોતાંજ તેનાથી લજ્જીત થઇ જવાયું. રમ્યસિંહે તે આકૃતિ ઓળખી અને હસતાં હસતાં ઉત્તર આપ્યો:—'અમે બન્ને પથિકો અહીં વિશ્રામઅર્થે આવ્યા છીએ.'

'આપે હમણાં કોનું નામ લીધું હતું ?' પુનઃ પ્રશ્ન થયો.

'એ તો નથી ખબર કે તે કોણ ? પણ એટલું તો જાણવામાં છે કે તે નામ ઉપર શ્વેતપુરના એક નાગરિકની કન્યા મોહિત છે; પરન્તુ તેનાં મુરબ્બીઓ તેનું લગ્ન અન્ય સ્થાને કરવા ધારે છે. તે તેનો સ્વીકાર કરતી નથી અને 'હા પ્રેમિ ! હા પ્રેમિ' એ નામનુંજ રટણ કર્યા કરે છે.'

'આ સર્વ વૃત્તાન્તથી આપ કેવીં રીતે પરિચિત થયા ?'

'અરે આ વૃત્તાન્તથી શ્વેતપુરમાં કોણ અપરિચિત છે ?'

'કુટિરવાસી યુવક આ શ્રવણ કરતાં શોકમગ્ન થયો. તેના મનમાં અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા. અને ધ્યાનપૂર્વક–આગ્રહપૂર્વક સ્મરણ કરી કરીને, વિચાર કરવા લાગ્યો કે, આ યુવકો કોણ હશે. જાણે તે મારાથી પરિચિલ હોય એમ મને લાગે છે પરન્તુ અત્યારે સ્મરણ થતું નથી. ખરે–તેનો તો કન્ઠે પણ સુમધુર છે, અને જાણે હું તે વ્યક્તિને પૂર્વે મળ્યો હોઉં એમ ભાન થાય છે.'

'કેમ આપ શું વિચાર કરો છો ?'

'કંઇ નહીં ! .........પણ ત્યારે તેની શું દશા થઇ'

'એમ સાંભળ્યું છે કે તેની સર્વ આશા ભંગ થઇ છે. કારણ તેણે તો પ્રેમીને મળવા પ્રતિજ્ઞા કરેલી પણ મેળાપ ન થયો. હવે તે પ્રાણત્યાગનો સંકલ્પ કરી ચૂકી છે.'

કુટિરવાસી યુવકના મુખ ઉપર ઉદાસી છવાઈ ગઇ. અને એક દીર્ઘ નિશ્વાસ નાંખી તે શય્યા ઉપર પડયો.

'આપ કેમ આ વાર્તા શ્રવણ કરતાં ઉદાસ થઇ ગયા. એમ જણાય છે કે આમાં આપને કંઇ અંગત સમ્બન્ધ છે. જો આ વાર્તાથી આપ દુઃખી થશો એમ જો ખબર હોત તો આપને કદિ ન કહેત.'

ઉદાસભાવથી તે કુટિરવાસી યુવક બોલ્યો;—'જે નામ તમે કહ્યુ તેજ 'પ્રેમી'—નિભાર્ગિ હુંજ.........હા!'

એટલું વદતાં તો પ્રેમી ગદગદિત થઇ ગયો. તેનાં નેત્રોમાંથી વારિબિન્દુઓ ગરવા લાગ્યાં. તેની આ દશા જાણતા રમ્યસિંહથી ન રહેવાયું. તેનાં નેત્રો પણ ઉભરાયાં. હૃદય વિદિર્ણ થયું. લજ્જાથી બોલાયું નહીં. એકી ટસે પ્રેમીપ્રતિ અપૂર્વ પ્રેમદૃષ્ટિથી જોવા લાગી. આ પ્રમાણે કુસુમ અને પ્રેમીની પરસ્પર સ્થિતિ થયેલી જોતાં હાસ્યવદનપૂર્વક રમ્યસિંહે કહ્યું;—'આપ શોચ શું કામ કરો છો? જેના નિમિત્તે આપ દુઃખી છો તે નિર્ભાગિની આપની પાસે છે, આપ ઓળખો. (ચપળસિંહે બતાવતાં) 'આજ આપની અનુરાગિની છે.'

હવે પ્રેમીને સ્પષ્ટ ભાન થયું. અને પુરૂષ વેશમાં તેમને જોઇ આશ્ચર્ય પામ્યો. તેનું હૃદયારવિંન્દ પ્રફુલ્લ બન્યું નેત્રોમાંથી પ્રેમાસુ વહન થવા લાગ્યાં. અને પ્રસન્ન હૃદયે તે બોલ્યો:—

'આજ તમે પ્રાણદાન આપ્યું. નહીં તો આશા કિન્ચિત પણ નહોતી. આજે આપે એવા રત્નનું દાન કર્યુ છે કે જેનું મૂલ્ય થઇ શકે તેમ નથી. આજે આપે મારા ઉપર એવો ઉપકાર કર્યો છે કે તેનો બદલો વાળી શકાય તેમ નથી. હું આપનો જન્મપર્યન્ત આભારી રહીશ.

ત્રણે પ્રેમમગ્ન થઇ ગયાં. આ પ્રસંગના સુખનો અનુભવ રસિક જ જાણી શકે કે—ચિરકાલીન આશા સફલ થતાં કેટલો આનન્દ થાય છે.



# પ્રકરણ ૧૫ મું.

## સાંમલન.



ત્રણેય પોતપોતાના સુખદુઃખની વાર્તા કરી રહ્યાં છે એવામાં કુટિરવાસી મહાત્મા આવી પહોચ્યા અને સર્વને પ્રસન્ન જોતાં પ્રેમપૂર્વક ભોજન સામગ્રી તૈયાર કરવા માંડી. ભોજનાદિથી પરવારી નિવૃત્ત થતાં કુટિરવાસી મહાત્માએ પોતાનું અને પ્રેમીનું સર્વ વૃત્તાન્ત કહેવાનો આરમ્ભ કર્યો:—

'અહીથી બે ત્રણ ગાઉ ઉપર એક ભદ્રપુર નામનું ગામ છે ત્યાં શ્રી કમલનાથજીનું સ્થાન છે. અહીં પ્રત્યેક પૂર્ણિમાએ પૂજનાર્થે હું જાઉછું અને ત્યાંથી પૂજાવિધિ સમાપ્ત કરી પ્રહર રાત્રી જતાં આ કુટિરમાં આવું છું. ગત પૂર્ણિમાને રોજ નિયમાનુસાર જ્યારે હું પાછો ફર્યો ત્યારે મારૂં ખોવાયલું રત્ન પુનઃ માર્ગમાં પડેલું મને પ્રાપ્ત થયું; તે રત્ન તે આ હતભાગિનો પુત્ર હતો. ધ્યાનપૂર્વક જોતાં તે પુત્ર જીવતો મને માલમ પડયો. હું તેને ઉઠાવી લાવ્યો અને ચૈતન્ય આણવા પ્રયત્ન કર્યો. ઇશ્વરના અનુગ્રહે મારા પ્રયત્નમાં હું સફળ થયો. તે ચૈતન્ય પામ્યો. મેં તેને સર્વ વૃત્તાન્ત પૂછતાં, છેને કોઇ લુટારાની સાથે યુદ્ધમાં ઉતરવું પડયું હતું, એમ તેણે કહ્યુ અને પાણી માગ્યું. મેં શીતળ જળપાન કરાવ્યું. પછી તેના શરીરના સર્વ ઘાને ધોઇ નાંખી પટ્ટા બાંધી દીધા, અને વનસ્પતિ ઉપચારો કર્યા. પટ્ટા બાંધતાં હૃદયલાંછન ચિન્હ જોતાં હું તને ઓળખી શકયો. મારા હૃદયમાં એવો આનંદ થયો કે તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી. તેનું પૂર્વ વૃત્તાન્ત સાંભળતાં મારો નિશ્ચય થઇ ગયો કે મારા અમુલ્ય રત્નરૂપ વિજયસિંહ પુત્ર તેજ હતો."

આટલું કહી વળી કુટિરવાસી મહાત્મા પોતાનું વૃત્તાન્ત કહેવા લાગ્યા કે:—" હું પૂર્વ કાલમાં કૃષ્ણપુરનો રાજા હતો મારૂં નામ વીરસિંહ છે.' પછી તે મહાત્માએ શત્રુઓની સાથે થયેલા યુદ્ધનું, ત્યાં મૂર્છિત થવાનું; પરાજય પામવાનું, અને સ્ત્રી, પુત્ર અને પુત્રીનું શત્રુના હસ્તમાં જવાનું, તેમ ત્યાર પછી પોતાની થયેલી રક્ષાનું, વગેરે

સર્વ વૃતાન્ત જણાવતાં કહ્યું કે:—" મારા ઉપર એક સાધુ મહાત્માએ કૃપા કરી તે મને પોતાની કુટિરમાં લેઇ ગયા, ઔષધી ઉપચાર કર્યા. થોડા વખતમાં હું રોગરહીત થયો ત્યારે મેં મારા પુત્રની એક કન્યાની શોધ કરી. પુત્ર કન્યાનો પત્તો તો ન લાગ્યો પણ એટલીજ ખબર મહાત્માશ્રી દ્વારા મને મળી કે મારી સ્ત્રી તો સ્વર્ગયાત્રાએ સીધાવી હતી. હું તેને માટે અત્યંત કલેશ કરતો, હવે પછી તે સાધુ મહાત્માનીજ શેવામાં નિમગ્ન રહયો. આજથી એક વર્ષ પૂર્વે મારા પરમગુરૂરૂપ તે મહાત્મા કૈલાસવાશી થયા ત્યારથી એકલોજ હું આ કુટિરમાં રહું છું.

તે ખોવાયલા પુત્રની પ્રાપ્તિ મને છ દીનથી થઇ છે, તે વખતે તેની ઉમ્મર માત્ર ત્રણ વર્ષનીજ હતી. મારી કન્યાનું નામ મોહીની હતું અને તે તે વખતે માત્ર નવ વર્ષની હતી. અદ્યાપી તે હયાત છે કે મૃત છે તે મને ખબર નથી.

વાચકવર્ગને હવે તે જણાવવાની જરૂર નથી કે રમાની સાથે અન્ય પુરૂષવેશમાં ચપલાજ હતી. આરંભથી અન્ત પર્યન્ત તે એક ચિત્તથી આ કથા શ્રવણ કરતાં એક મીષથી સાધુ મહાત્માપ્રતિ જોઇ રહી હતી. હવે તે અધીરી થઇ ગઇ, અને વીરસીંહ–સાધુ મહાત્માના ચરણ કમળે પડી ગળગળીત શબ્દે બોલી કે:–' પૂજ્યપાદ ! તે અભાગીની મોહિની નામની આપની કન્યા મરી નથી ગઇ; પણ આપના ચરણમાંજ પડી છે. ચપલાનાં ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ ઝરવા લાગ્યાં. વીરસિંહ આશ્ચર્યથી ચકીત થયા, અને ધ્યાન પૂર્વક ચપલાને નીહાળતાં બોલ્યાઃ–' શું તું પુરૂષ નથી અને મારી મોહની છે ?'

ચપલાએ એવો પુરૂષવેશ ધારણ કર્યો હતો કે કોઇ સ્વપ્નેય અનુમાન ન કરે કે તે પુરૂષ નહીં પણ પુરૂષવેસમાં સ્ત્રી હશે.

ચપલાએ પોતાનો અને રમાદેવીનો સવિસ્તર વૃત્તાન્ત કહયો આજ આનન્દની સીમા ન રહી. લેખીની આ વર્ણન લખવા કે જીવ્હા આનંદ વર્ણવવા અસમર્થ નથી. વીરસીંહ તે કાળે કંઇ ગતવાર્તા સ્મરણ કરતાં રહ્યું:–' ખરે એજ માત્ર ન્યુનતા ખેદની વાર્તા રહી છે કે તે બીચારી નિર્ભાગીની સ્વધામ ન સીધાવી હોત તો આટલે વર્ષે પણ આ અપૂર્વ આનંદનો લાભ લેવા ભાગ્યશાળી થાત. '

માતૃ સ્નેહનું સ્મરણ થતાં ચપલાનું હૃદય પણ ભરાઇ આવ્યું

ને તેણે કહ્યું:—" ખરેખર પીતાજી મારી માતાના ઉપકારો તો વીસ્સરાય તેમ નથીજ. ,,

ત્યારે આનંદાશ્રુ વહન કરતાં પ્રેમપ્રલાપ કરી રહ્યાં હતં; આશરે પ્રહરરાત્રી વ્યતીત થઇ હતી. સર્વે દીગન્તરોમાં અન્ધકાર વ્યાઇ રહ્યો હતો. ઝરમર ઝરમર વરસાદના છાંટા પણ પડતા હતા. કુટીરનાં દ્વાર બંધ હતાં. અંદર એક દીપક પ્રજ્વલીન હતો. સર્વ આનંદમગ્ન હતાં, એવામાં બહારથી શબ્દ સંભળાયોઃ–' કમાડ ઉઘાડશો ?'

' કોણ ,, અંદરથી પ્રશ્ન થયો.

' એક પથિક '

બારણું ઉઘાડતાં તે પથિકે અંદર પ્રવેશ કર્યો. તેનાં સર્વ વસ્ત્ર ભીનાં થઇ ગયાં હતાં તેની ઉમ્મર આશરે ૪૦ વર્ષની હતી. છતાં શરીર હષ્ટ પુષ્ટ અને સર્વાંગે તે સુંદર હતો. તેને માથે જટા વધી ગઇ હતી. આ નવિન પથીક જોતાં ચપલા આશ્ચર્ય દષ્ટીથી તેના સ્હામે જોવા લાગી અને તેનું વૃત્તાન્ત જાણવા આતુર જણાઇ. વીરસીંહે તેનો અતીથી તરીકે યોગ્ય સત્કાર કરીને પુછ્યુંઃ–આપ કોણ છો? કયાંથી પધારો છો ? અને કયાં પધારો છો ?

' મારૂં નામ શ્યામસુંદર છે; અને હું મારા ઘર તરફ જતો હતો, પણ માર્ગમાં વરસાદ વરસવાથી આપના આશ્રયે આવ્યો છું. '

' આપનું નીવાસ સ્થાન કયાં છે ?

' શ્વેતપુરમાં '

' ઘર છોડે કેટલા દીવસ થયા ?

' જી. તેર વર્ષ '

' કેમ આટલાં વર્ષ સુધી ઘેર ન આવવાનું શું પ્રયોજન'

' આપતી ' એક દીર્ઘ નીશ્વાસ તેણે નાંખ્યો.

' કેવા પ્રકારની આપતી આપને સહન કરવી પડી તે જો હરકત ન હોય તો કહો. '

" સુવર્ણપુરના રાજાએ શતરૂ સમજી મને બંદીવાન કર્યો હતો. આખરે શતરૂનો પત્તો મળતાં ભુલનો સ્વીકાર કરી તેજ રાજાએ મને મુક્ત કર્યો. '

' આપનાં માતાપીતા આરોગ્ય છે. '

'જી. ના. ત્યાં માત્ર મારી સ્ત્રી છે. હાલ તો તેની શી અ-વસ્થા હશે તે હું નથી જાણતો તે જીવતી છે કે..................,

શ્યામસુંદરને વાર્તા કરતાં કરતાં પોતાના ઘરની સ્થીતીનું અને પ્રાણ પ્યારીનું સ્મરણ થયું અને તેનું હૃદય ભરાઇ આવ્યું.

ચપલા પોતાના સ્વામીને ઘણે વર્ષે જોતાં પ્રેમમગ્ન થઇ ગઇ.

'આપનો વીવાહ કયે સ્થળે થયો હતો ? વીરસીંહે આ-ગળ ચલાવ્યું.

'રામસિંહની કન્યા, સાથે,'

આવૃત્તાંત સાંભળતાં ચપલા-મોહીની પુન; પોતાના પગે પડી પ્રેમાશ્રુ વહન કરવા લાગી રમાદેવી આશ્ચર્ય પામી ગઇ. વીરસીંહના સમજવામાં આવ્યું કે તેજ પોતાની પુત્રીની સ્વામી હતા. પોતાની પુ-ત્રીને ઉઠાડતાં તેણે સર્વ વૃત્તાન્ત શ્યામસુંદરને જણાવ્યો; સ્યામસુંદર પ-ણ વીરસીંહને નમન કરતાં કહેવા લાગ્યા કે આપના પુન્ય પ્રતાપે આ શુભ સમય પ્રાપ્ત થયો છે.

ચપલાનો પુરૂષવેશ જોઇ શ્યામસુંદર આશ્ચર્ય પામ્યા અને પ્રેમ દૃષ્ટીથી જોવા લાગ્યા. હવે શું બાકી રહ્યુ. સત્રમું અને અઢારમુ વર્ષ આ જે સુખદાયક નીવડયુ. આજે આનંદ છવાયો. કુટીર આજે આનંદમય થઇ ગઇ.

## ઉપસહાર.

શ્યામસુંદર સર્વની સાથે શ્વેતપુર ગયા. ત્યાં જઇ સર્વ વૃતાન્ત શીવભદ્રને જણાવતાં સમજાવીને રમાદેવીનો વીવાહ વીજયસીંહ-પ્રેમી સાથે કરાવ્યો.

વીવાહોત્સવ ઘણા ઉત્સાહથી થયો. ચન્દ્રાપુરીથી પરાક્રમસીંહ પણ સહકુટુંબ આવ્યા હતા શ્રીમતી અને વીરસીંહે પણ પૂર્ણ પ્રેમથી લગ્નમાં ભાગ લીધો હતો. નીર્વીઘ્ન પેમઝ પ્રસંગ પૂર્ણ થયો. અને આનંદ આનંદ પ્રવર્ત્યો.

શ્યામસુંદરના આગમનના વર્તમાન રત્નસીંહને જ્યારે જણાયા ત્યારે તે સહર્ષ ગુરૂદર્શનાર્થે આવ્યો, અને ચપલા શ્યામસુંદરની પત્નિ છે એ જાણતાં લજ્જા પામતાં અજાણ્યે થયેલા અપરાધની ક્ષમા યા-ચતા વિજયસીંહને પ્રાર્થના કરી. શ્યામસુંદરે શ્રીમતીના પીતા તિલક-

સીંહને કહી તેમની નાની પુત્રી—શ્રીમતીની ભગીની વસુમતીના લગ્નની વ્યવસ્થા વીરસીંહ સાથે કરી અને પરસ્પર પ્રીતીયુક્ત વીવાહોત્સવ નીમગ્ન થયાં.

ઉત્સવ સમાપ્ત થતાં પરાક્રમસીંહે વીરસીંહને ચન્દ્રાપુરી આવવા કહ્યું. વીરસીંહે માનપૂર્વક માગણીનો સ્વીકાર કર્યો, ને કહ્યું અઢાર વર્ષ પર્યંત જે કુટીરમાં મેં સુખ મેળવ્યું છે, તેનો ત્યાગ કરવા મારી ઇચ્છા નથી. હું ત્યાંજ રહી શેષ આયુષ પૂર્ણ કરીશ.

પરાક્રમસીંહ, વીજયસીંહ. વીરસીંહ, શ્રીમતી, અને રમાદેવી સર્વ ચન્દ્રાપુરી ગયાં.

વીરસીંહ, રત્નસીંહ, લક્ષ્મણસીંહ અને વસુમતી એ સર્વેએ કૃષ્ણપુર પ્રયાણ કર્યું.

શ્યામસુંદર અને ચપલા (મોહીની) કંઈક કાળપર્યન્ત શ્વેતપૂરમાંજ રહ્યાં, પણ થોડા વર્ષ પછી, ચપલાના કહેવાથી ઉભય વીરસિંહની સેવા કરવા અર્થે પેલી કુટીર પાસેજ એક ગૃહ નીર્માણ કરી ત્યાં સુખ પૂર્વક રહ્યાં.

વીજયસીંહ પણ બીજે ત્રીજે તેમને મળવા ત્યાં આવતા હતા. કોઇ કોઈ વાર ચપલા પણ ચન્દ્રાપુરી જઇ બેચાર દીવસ ત્યાં રહી આવતી અને રમાને અનુરાગીની નામથીજ બોલાવતી રમાદેવી પણ તેમની સાથે શ્વસુરસેવાર્થે વારંવાર આવતી હતી.

આ પ્રમાણે સર્વ જીવન પર્યન્ત સુખથી પ્રીતીપૂર્વક રહેવા લાગ્યાં.



# જાહેર ખબર

---

દવાઓ કરી ને કંટાળી ગયેલા રોગીઓને ખાટે ખુશી ખબર રાજ્ય વૈદ ગોરજી મહાત્માનાં રાજ રજવાડાઓમાં અને ઘણી જગાએ સુપ્રસિદ્ધિ પામેલાં અમુલ્ય ઔષધો.

ઈનામ રૂ ૧૦૦ એકસો.

હમારી તાત્કાળીક ગુણ આપવા વાળી અમુલ્ય ઔષધીઓમાં કોઇ પણ જાતનું રસાયણ છે, એવી ખાત્રી કરી આપનારને એક સો રૂપીઆ ઇનામ આપવામાં આવશે.

વિષહારી ઓઇન્ટમેન્ટ—વિષેશ સ્ત્રી સંભોગથી,હસ્તદોશ થી અગર બીજાં ઘણાં કારણોથી ઇંદ્રીને વિષદોષ લાગુ પડ વાથી ઇંદ્રીની રગો ઢીલી અને કમજોર બને છે, તેથી ભર યુવાનીમાં વૃદ્ધપણાનું દુઃખ અનુભવવું પડે છે. તેવા દરદિ ઓને આ ઓઇન્ટમેન્ટ રામબાણ દવા છે. સાત દીવસ ઇંદ્રી ઉપર માલીસ કરી ઉપર પાન બાંધવાથી તે વિષદોશ દુર થઇ ઇંદ્રીની રગોને પુર્વ સ્થીતી ઉપર લાવી મુકી રતી સુખમાં આનંદ આપે છે. મુલ્ય પાવ ઓંસની શીશીના ચાર રૂપીઆ. ટપાલ ખર્ચ ૭ આના જુદુ

પુરૂષત્વ જીવન અર્ક—આ દવા ફકત ચોવીસ કલાકમાંજ ગુણ દાયક નીવડી રોગીને ખાત્રી આપી આશાવંત બનાવે છે. ફકત ત્રણ વખતનીજ દવાના રૂપીઆ બે. ટપાલ ખર્ચ ૭ આના જુદુ.

હર્ષની અકસીર દવા—આ દવા ગમે તેવા હર્ષથી પીડા તા મનુષ્યને ફકત પાંચજ મીનીટમાં ફાયદો કરે છે. અને ખીલાની માફક ભરાયેલા મસાને દવા લાગતાંજ ઝરાવી નાંખે છે. અને એવા રોગથી રોતા રોગીઓ પાંચજ મીનીટ માં હસ્તા થયા છે અને થાય છે.

મુલ્ય બે રૂપીઆ ટપાલ ખર્ચ ૭ આના જુદુ.

મળવાનું ઠે. દલાલ બ્રધર્સની કંપની

ઠે. સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.

## તૈયાર છે. તૈયાર છે. તૈયાર છે.

---

**નરસિંહ મહેતો નોવેલના કર્તાનાં નીચેનાં પુસ્તકો તૈયાર છે.**

**રાજકઠીઆરો** નોવેલ-આ નોવેલમાં કર્મબળનો ચિતાર આપેલો હોઇ વાંચવાથી મનને જ્ઞાન સાથે ગમ્મત મળેછે અને નીશીબ ઉપર આસ્તા બેશી સંતોષનું પરમ સુખ પ્રાપ્ત થાય છે પુસ્તક ગદ્ય અને પદ્યમાં લખાએલું હોવાથી વાંચનના તેમજ ગાયનોના શોખીનોને એક સરખી રમુજ મળે છે. મુલ્ય દોઢ રૂપીઓ.

**સતીદ્રૌપદી**-આ પુસ્તક ભારત અનુસાર લખાએલું હોવાથી તેમાં વીરરસ, શ્રંગાર રસ, અને કરૂણા રસથી ભરપુર છે. નવીન રાહનાં ગાયનો તેમજ ઉત્તમ ભાષણોથી ભરપુર રસીક પુસ્તક છે. આ પુસ્તક વાંચવાથી મનને જ્ઞાન સાથે પુર્ણ ગમ્મત મળે છે મુલ્ય બાર આના—

**રામલીલા**-આ પુસ્તક પુર્વાધ રામાયણનો સાર ગદ્ય પદ્ય અને શયરોમાં લખાએલો હોવાથી પુર્ણ રસીક છે. એક વાર વાંચવા લીધું તો તેને મુકવા મન થતુ નથી મુલ્ય એક રૂપીઓ.

**વીજયકુમાર**-શ્રી દેશીસમાજમાં ભજવાતું વીજીઆ વીજય નામનું નાટક આબેહુબ છે. ભાષણો ખાસ તે ખેલમાં ભજવાતાંજ છે; ગાયનો જુદાં છે. ધર્મોજય અને પાપો ક્ષય એનો ચિતાર આબેહુબ દર્શાવેલો હોઇ પુર્ણ રસથી ભરપુર છે. મુલ્ય બાર આના.

**કૃષ્ણસુદામા**-શ્રીકૃષ્ણના પરમ ભકત અને મિત્રનો ચિતાર આબેહુબ દર્શાવેલો હોઇ ગાયનો અને ભાષણોથી ભરપુર રસમય પુસ્તક છે મુલ્ય બાર આના

**સતીલીલાવતી**-આ પુસ્તકમાં લીલાવતી, અંજના સતી અને પ્રદ્યુમ્ન કુમાર એ ત્રણ આખ્યાનોનો સમાવેશ આવેલો છે. અંજનાસતી અને પ્રદ્યુમ્નકુમાર એ બે આખ્યાનો દ્રષ્ટાંત રૂપમાં આપેલાં છે. પુસ્તક પાકુ બાઇન્ડીંગ ગ્લેજ કાગળ ૩૬૦ પૃષ્ટનું છે. બાઇન્ડીંગ પાકુ છીંટનું ગીલ્ટીંગ છે. પુસ્તક ગદ્ય અને પદ્યમાં લખાએલુ હોવાથી ફરી ફરીને વાંચવાની જીજ્ઞાસા થાય છે. એક વખત વાંચવાથી મનનેત્રપ્તી થતી નથી મુલ્ય દોઢ રૂપીઓ.

**ભોજકુમાર**-પરમાર કુળદીપક ભોજકુમાર જગ જાહેર છે. ભોજકુમાર તેના કાકા મુંજના કાવતરામાંથી કેવી રીતે બચ્યો અને છેવટે કેવી રીતે વીજઇ થયો તે ,તથા તેનું બુરૂ કરનાર મુંજની શી દશા થઇ તે ચિતાર આબેહૂબ આપેલો છે. ગદ્ય અને પદ્યમાં લખાએલું હોઇ વાંચનારને જ્ઞાન સાથે ગમ્મત મળે છે. મુલ્ય **બાર** આના

**જહરિસાંપ**-ઉરદુ જબાનમાં પારસી કંપનીમાં ભજવાતો ખેલ આબેહુબ છે. જબાનની મીઠાશને લઇને વાંચનારને પુર્ણ ગમ્મત મળે છે. જહરી સાંપનો ખેલ મુંબાઇની પ્રજામાં માનવંતો ને માનીતો હોવાથી વીશેષ વીવેચન કરવા જરૂર નથી મુલ્ય આઠ આના

**નરસિંહ મહેતા**-જુનાગઢવાશી નાગર ઇશ્વરનો પરમ ભક્ત નરસિહ મહેતો જગત્ર મશહુર છે. આ પુસ્તકમાં ભકિતરસ પુર્ણ હોવાથી હજારો નકલો ખપી છે અને ખપે છે. આ પુસ્તકની પાંચમી આવૃતી સુધારા વધારા સાથે તથા સુંદર ચિત્રો સાથે બહાર પડશે મુલ્ય એક રૂપીયો.

**મીરાંબાઇ**-મીરાંબાઇ ગીરધરલાલજીનાં પરમ ભક્ત સાક્ષાત લક્ષ્મીજીનો અવતાર જગમશહુર છે. મીરાંબાઇની પ્રેમલક્ષણા ભકિત ન્યારી છે આ પુસ્તક પ્રથમ નરસિંહમહેતા નોવેલના કર્તાએ પોતાની કસાએલી કલમથી લખી-છપાવીને બહાર પાડયું, જે લોક પ્રિય થવાથી અને હજારો નકલો ખપવાથી બીજાઓએ લખાણના ગોટા વાળી નામ મીરાંબાઇ આપી બહાર પાડયું, જેથી બહાર ગામના ગ્રાહકો બીચારા છેતરાય છે. તો જો અસલ પુસ્તક વાચવું હોય તો જે જગોએથી પુસ્તક મંગાવો ત્યાં ચોખ્ખુ લખવું કે દલાલ જેઠાલાલ વાડીલાલના ફોટાવાળુ પુસ્તક મોકલવું જેથી ભળતુ પુસ્તક મોકલી આપે નહિ. હમારા પુસ્તક ઉપર ખાસ હમારો ફોટો મુકેલો છે. મુલ્ય બાર આના

**રતીરમણ યાને જાદુઇ પ્રેમ**—આ પુસ્તક વિદ્વાન વર્ગમાં પસાર થએલું છે. અને ઘણા સારા મત મળ્યા છે. પુસ્તક ખાસ વાંચવા જેવું છે. એક વખત વાંચવાથી ખાત્રી થશે. મુલ્ય બાર આના

**મહીલા મર્યાદા**-આ પુસ્તકમાં સાત આખ્યાનો. વૃંદા. રૂક્ષ્મણી, દક્ષયજ્ઞ, શિવા સ્વયંવર, સતીદમયંતી, સતી સુકન્યા, સતી ઉષાયાને અનીરૂદ્ધ હરણ એ પ્રમાણેના સાત આખ્યાનો સતીઓના આવેલાં હોઇ જ્ઞાન અને ભકિતરસથી ભરપુર પુસ્તક છે મુલ્ય ફક્ત એક રૂપીઓ

છપાય છે.　　　છપાય છે.　　　છપાય છે.

**શીલ્પ વિદ્યાનો ભોમીઓ**—શીલ્પ કામ કરનારને અતી ઉપયોગી પુસ્તક ચીત્રો સાથે.　　　મુલ્ય એક રૂપીઓ.

**નપુંશક ચિકિત્સક**—કમતાકાતી અને તે આવવાનાં કારણો તથા તેને દુર કરનારાં તાત્કાલીક ઓશધો. અને સ્ત્રીઓના દરેક રોગોનાં લક્ષણો અને કારણો અને તેનાં તાત્કાલીક ગુણ આપવાવાળાં ઔષધોનો સંગ્રહ; દરેક સ્ત્રી પુરૂષોને અતિ ઉપયોગી ભાગ. ૧—૨ જુના વૈદકના ગ્રંથના આધારે તૈયાર કરેલું પુસ્તક છે. મુલ્ય. એક રૂપીઓ.

**વીરબાળા શિઆદેવડી**—દેવડા રજપુતની કન્યાનો વીરતા ભર્યો હેવાલ, મીત્ર પરિક્ષા, દેવડીનો વીજય, એ અમુલ્ય વીષયોથી ભરપુર પુસ્તક થશે.　મુલ્ય બાર આના

**મોહીનીચંદ્ર નૉવેલ**—કેળવાએલી નાગર બાળાનો આબેહુબ ચિતાર; અડગ વૃતિથી શીયળનું સંરક્ષણ, છેવટે સત્યનો જય અમુલ્ય વિષયોથી ભરપુર પુસ્તક થશે. મુલ્ય બાર આના.

**પરમાર કુળદીપક ઉદયભાણ નૉવેલ**—રજપુત કુમારની નેકીનો વિજય; શુરી સતી ભાણુબાનો અડગ પ્રેમ. ભાઈ ઉપર જુલમ કરનાર સામે ભાઇનું ઉસ્કેરાવું, વીગેરે આબેહુબ ચીતાર દર્શાવેલો હોવાથી અત્યુત્તમ પુસ્તક થશે.

મુલ્ય બાર આના.

મળવાનું ઠેકાણું.—

દલાલ જેઠાલાલ વાડીલાલ.

ઠે. સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.

## છપાયછે.   છપાયછે.   છપાયછે.

## હમારૂ હરદાસની કથામાં કહેવાતાં આખ્યાનોના સંગ્રહનું પુસ્તક નામે હરદાસ આખ્યાનમાળા થોડા દિવશમાં બહાર પડશે.

આ પુસ્તકમાં ભકતોનાં ઉત્તમ ચરિત્રો ગદ્ય પદ્યાત્મક લખાયેં હોવાથી તેમજ સુંદર ચિત્રો આખ્યાનવાર આપેલાં હોવાથી વાંચનારને જ્ઞાન સાથે ગમ્મત મળે છે અને આ પુસ્તકનું મનન કરવાથી મનના મલીન વિકારો અને વિચારો દુર થઇ મન ભકિત માર્ગે દોરવાય છે એજ આ પુસ્તકની ઉત્તમતા છે. પુસ્તક ગ્લેજ કાગળમાં છપાએલું ચારસોએંશી પૃષ્ટનું હોઇ બાઇન્ડીગ પાકુ છીંટનું એમબોસ સાથે નામ ગીલ્ડીંગ થશે. મુલ્ય દોઢ રૂપીઓ, બહારગામના ગ્રાહકોને ટપાલ ખર્ચ ચાર આના જુદુ પડશે. વળી આ પુસ્તકનો ગરીબ વર્ગના માણસો લાભ લઇ શકે માટે આ પુસ્તકમાં લખાએલાં આખ્યાનોનાં પાંખીઆં કરવામાં આવેલાં છે ને તેમાં પણ ચિત્રો મુકવામાં આવેલાંછે તે હરેક પાખીઆની કીમત ચાર ચાર આના રાખેલી છે બહાર ગામના ગ્રાહકોને ટપાલ ખર્ચ જુદુ પડશે.

**વીનયચંદ્ર**—નવીન નોવેલ. નીતીથી પડતાં દુઃખો અને છેવટ વીજયનાનો આબેહુબ ચિતાર—મુલ્ય ૦–૧૨–૦

**રમાદેવી**—સત્ય પ્રેમનો આબેહુબ ચિતાર—મુલ્ય રૂ. ૦–૮–૦

મળવાનું ઠેકાણું—

**અમદાવાદ—બુકસેલર દલાલ જેઠાલાલ વાડીલાલ** કર્તા પાસેથી

**કર્તાપાસેથી ઠે૦** સારંગપુર તળીયાની પોળ.

**વડોદરા—બુકસેલર મગનલાલ મોરારજી ઠે૦ લીમડી ચોક**

**સુરત—બુકસેલર ચુનીલાલ મગનલાલ ઠે૦ લીમડાચોક**

**મુંબઇ—બાબેન એમ ત્રીપાઠીની કંપની ઠે૦ કાલબાદેવી રોડ**